# બિન્દુ

સૉનેટ સંગ્રહ

રામપ્રસાદ શુક્લ

એક રૂપિયો



એન. એમ. ત્રિપાઠી લિમિટેડ
બુકસેલર્સ : પબ્લિશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ · મુંબઈ

# નિવેદન

કાવ્યપ્રકાશન માટે આ સમય ભાગ્યે જ અનુકૂળ ગણાય. છતાં મારી કૃતિઓમાંથી વીણીને સૉનેટો પ્રગટ કરવા પૂરતું આ નાનકડું સાહસ કર્યું છે તે એવી સમજથી કે આ સંગ્રહમાં ચાલુ વિશ્વયુદ્ધ પરત્વે એક સૉનેટમાળા પણ છે, જે, યુદ્ધના સંસ્કાર વાચકવર્ગના મનમાં તાજા છે તેવામાં જ રજૂ કરી શકાય તો ઠીક. મોટા ભાગની કૃતિઓ '૪૨ના અંતભાગમાં અને '૪૩ના આરંભમાં રચાએલી છે. ક્રમ બહુશઃ રચાયાના સમય પ્રમાણે છે. જરૂર પડે તો જોવાની સગવડ ખાતર પ્રત્યેક કૃતિને છેડે મિતાક્ષર ટિપ્પણ મૂક્યું છે. સૉનેટમાળાના આરંભમાં યોજનાનો ક્રમ સ્ફુટ કરતી નાની નોંધ પણ આપી છે.

શ્રી બચુભાઈ રાવત અને ઉમાશંકર જોશીની મારા પ્રત્યેની ઊંડી મમતા વિના આ સંગ્રહ એના વર્તમાન સ્વરૂપમાં રજૂ ન થઈ શક્યો હોત. શ્રી દુર્ગેશ શુક્લ, પ્રજારામ રાવળ અને ગોવિન્દ સ્વામીના સહકારનું પણ આ પ્રકાશન ઋણી છે.

ચૈત્રી પૂર્ણિમા · ૧૯૯૯ — **રામપ્રસાદ શુક્લ**

# ક્રમ

# બિન્દુ

(પૃથ્વી)

શમે સમદરે જઈ સલિલબિન્દુ, મૌક્તિકદલે
લસે, દ્યુતિ ઝીલે, મહા ભરતીઓટના તાનમાં
કરે પ્રલયનર્તનો તડિતતાંડવે છોળતાં;
ખુએ સુહૃદસાથમાં મળી જતાં જરી વ્યક્તિતા ?
અરે, નહિ; ધરી રહે અમિત શક્તિઓ સિંધુની.
ઉડે અનિલલ્હેરમાં અણુ અહીંતહીં રેણુનો,
અતીવ ચલ ક્ષુદ્ર શો ! પણ મળી જતાં મેરુમાં
ધરે અડગતા પ્રવાત-ઘનવૃષ્ટિને ડારતી.

વિરાટ જનસાગરે મળી જતાં, પ્રભો, શેં લહું
લગીર પણ વીચિ હું વિલયકેરી ભીતિ ? ચહું
અણુઅણુનું ઐક્ય, ઊર્મિદ્રવ ઊર્મિસંગાથમાં,
દમેદમ ભરું વિરાટ-ઉરના વિભુપ્રાણમાં;
ત્યજી જડ અહમ્ શમાવી દઉં ક્ષુદ્ર વ્યક્તિત્વને,
અનંત ધબકારના અનુભવું મહા તાનને.

૧૯૩૧

૩. તડિતતાંડવે છોળતાં–વીજળીના તાંડવનૃત્યથી ઊછળતાં. સમુદ્રનાં મોજાં ઉપર ઘણીવાર વીજળીના જેવા તેજના ઝબકારા થાય છે. ૪. વ્યક્તિતા–વ્યક્તિત્વ. ૫–૮. બિન્દુ સિંધુમાં મળી જતાં પોતાનું વ્યક્તિત્વ ગુમાવતું નથી, પણ વિરાટ રૂપ બની જઈ સિંધુના અનેક શક્તિઓ મેળવે છે. ધૂળનો રજકણ મેરુ પર્વતમાં મળી જતાં મહાન બને છે. ૯–૧૦. હું માનવસાગરનું મોજું એમાં એકરૂપ થઇ જતાં વિલયની—વ્યક્તિત્વ ગુમાવવાની—ભીતિ શા માટે રાખું ?

# પ્રેમવિભવ

(પૃથ્વી)

અનન્ત તવ આશિષો અમ પરે, પ્રભો, ઊતરી;
વહે પવન, પાણી, તેજ રમતું રહે વિશ્વમાં,
સ્ફુરી જગતચેતના દિનદિને ટકે જે વડે.
અહો! નજર હારી રંજન અસંખ્ય દૃશ્યો કરે,
નદી, ઉદધિ, પર્વતો, ગગન ઘેરી ગોળા ભમે,
અને હૃદયતાર સૌ ઝણઝણે લહી પ્રેમને
પ્રિયાનયનમાં, શિશુસ્મિત વિષે, પિતાઅંકમાં,
ઉરે જનનીના, મને સુહૃદ ભાઈભાંડુતણા.

પિતા, બસ નથી શું આ વિભવ માનવીને મળ્યો?
પ્રમાણ તુજ પ્રેમનું પ્રકટ એ નથી? કે મથે
અહમ્ વધુ પ્રમાણવા કયમ? કિહાંથી? કયારે અને
પડી વિફળ શોધમાં બડબડી ઉઠે ને બળે?
ન બિન્દુ જળનું લહે કદીય માપ સિંધુ તણું.
વિરાટ–ઉરમાં વસે બસ નથી જ શું એટલું?

૧૯૩૧

૮. મને–મનમાં. ૧૦. પ્રમાણવા–પ્રમાણો મેળવવા. ૧૦. કયમ, કિહાંથી, કયારે–આ સૃષ્ટિ શા માટે, કયાંથી અને કયારે ઉત્પન્ન થઈ તેનું જ્ઞાન. ૧૩–૧૪. બિન્દુ સિંધુનું માપ તો કાઢી શકે એમ નથી જ. એ સિંધુના હૃદયમાં વસી રહે છે એ પણ શું ઓછા સંતોષની વાત છે?

# ચન્દ્રગ્રહણ શમ્યા પછી

(પૃથ્વી)

પણે પુરુષના ગણો જળ ડખોળી કોલાહલે
ઝબોળી નદીબ્હેનમાં ત્વરિતગાત્ર સૌ નાસતાં;
અને રજતચાંદની મહીં સુરમ્ય પનિહારીઓ
ઝગંત શિરબેડલે લચકતી જતી આવતી.
ત્યહીં શિશુકયૂથની સ્ફુરતી કૈંક કિલ્કારીઓ
અને કુદીકુદી જળે નવકિશોર કેવા પડે
ઉછાળી જળસીકરો! ડુબકીદાવ ખેલે, તરે,
વળી પકડવા ધસે, કંઇક મસ્ત લીલા કરે.

ગયાં ગૃહભણી સહુ; ફરી અગાધ શાંતિ ઝરી
ડૂબી રવ બધા ગયા પુર વિષે પદાઘાતના;
સુખસ્થિર સમાધિમાં તરલ ચન્દ્રિકા યે ઢળી,
વિમાસી નિરખું અને નવલ ચિંતને હું સરું:
'ભલે પ્રકૃતિ એકલી ઉર પ્રશાંત ભાવે ભરે,
મળ્યે મનુજસંગતિ અધિક ચેતના ત્યાં સ્ફુરે.'

૧૯૩૦

શરદપૂનમની રાતનું—ચન્દ્રગ્રહણ પછી નદીતટ પરના કોલાહલો અને ફરીથી સ્થપાતી શાંતિનું ચિત્ર

૧૧. સુખસ્થિર સમાધિમાં૦—ચન્દ્રનું પ્રતિબિંબ અસ્થિર જળમાં પ્રથમ ચંચલ હતું તે હવે જાણે સુખની સ્થિર સમાધિમાં પડ્યું હોય તેવું લાગે છે—સમાધિની નિષ્પંદ દશા જેવી શાંતિ તેને વરી છે.

# લોપાયલી નગરીની ભૂમિમાં

(સ્રગ્ધરા)

ના છે કો માનવી હ્યાં, નથી પશુપદનો શબ્દસંચાર ક્યાંય,
ના એકે પંખી ઊડે, તરુ પર નવ કો પાંદડું યે હલે છે;
છાની છાની નદી વ્હે, ધરણી પણ ધીમે હાંફતી શ્વાસ લે છે,
ને નાનાં વાદળી યે ડગ ભરતી રખે શાંતિમાં ભંગ થાય.
ભેદી આ બાહ્ય શાંતિ પણ શ્રવણ પડે શબ્દ જૂના યુગોના,
ભાષા જુદી, જુદા એ સ્વરસમૂહ, વળી બોલનારા ય ન્યારા,
ને આ એકાંત સ્થાને દિશદિશ ઉડતા ચેતનાના ફુવારા,
જ્યાં જોઉં ત્યાં હવામાં ગહન મહીં ભર્યા શેષ છે સંસ્મૃતિના.

ચાલ્યા જાતા જમાના સફર પુરી કરી કાળના સિંધુ કેરી,
પોષેલી સંસ્કૃતિનાં સકળ ફળ દઈ વારસામાં બીજાને;
ને જે અંભોધિ ખેડ્યો પ્રબલ કર થકી આગલા નાવિકોએ,
ઘૂમે ત્યાં અન્ય પાછા મથીમથી નવલાં શોધતા મૌક્તિકોને.
લાધેલા રત્નરાશિ સમીપ પસરતા નવ્ય ઉત્કર્ષપુંજ,
તેમાંથી કૈંક ડૂબે, અમર પણ રહે સંસ્કૃતિની સુગંધ.

૧૯૩૦

૮–૧૪. કાળના નિરવધિ સમુદ્રમાં જમાના રૂપી કાફલાઓ આવે છે, જાય છે, અને સંસ્કૃતિઓ વિકસાવે છે. તેમાંથી કેક સંસ્કૃતિનાં બાહ્ય સ્વરૂપો નાશ પામે છે પણ તેની સુગંધ–સિદ્ધિઓ–કાયમ રહે છે.

# અંગારાને

(શિખરિણી)

તુફાની વંટોળા નભઉદરમાં આજ ભમતા,
નિશામાં અંધારી દિશદિશ મહીં ખંડ જગવે;
સૂતેલાં તેથી તો સરિતજળ ઊઠંચાં સળકીને,
અને ચન્દ્રે જાણે ભય થકી ત્વરાથી સરી જતો.

સુદૂરે દેખાતા ઝબકદિવડાઓ ઠરી જતા,
પરંતુ અંગારા! જરી ય નવ તારી દ્યુતિ શમે;
વધુ ઘેલો થાતો પવન ત્યમ તું તો વધુ ઝગે
અને ઉષ્મા આપી વધુવધુ વળી હાસ્ય કરતો.

ભલે આછી તારી દ્યુતિ નવ ધરે દીપક સમી
છટા જ્યોતિની, વા પ્રણય કરવાને નવ ચહે
પતંગો એ સાથે, તદપિ નિરખું છું હૃદયની
મહત્તા જે તુંમાં, કશી પરખવી દીપ મહીં એ?

સુખી સંયોગોમાં સહુ ય પ્રકટે જીવનકલા,
તુફાની તત્ત્વોમાં સુભગ હસશે વીર વિરલા.

૧૯૩૦

૧. નભઉદરમાં–અંતરિક્ષમાં. ૩. સળકીને–સળવળીને. ૫. ઝબકદિવડાઓ–ઝબકઝબક થતા દીવાઓ. ૧૨. કશી પરખવી–શી રીતે જોવી. ૧૪. તુફાની તત્ત્વોમાં–પૃથ્વી, પાણી, તેજ, આકાશ, વાયુ ઈત્યાદિ તત્ત્વો તોફાનમાં હોય ત્યારે–પ્રતિકૂળ પરિસ્થિતિઓમાં.

# જલકણ

(શિખરિણી)

સહુને છોડીને છટકી જવું છાનાં પ્રભુ કને
મહા આનન્દોની પરમ ગ્રહવી એકલ મજા,
સખે, એવી મુક્તિ કદી પણ ચહું ના જીવનની.
મને તો વ્હાલું આ જગતજનની સાથ જીવવું,
સહુ વિશ્વોકેરા હૃદયધબકારે ધબકવું;
હસે એ તો હું યે હસીશ, રડશે તો રડીશ હું,
અને એનાં તાને મુજ હૃદયના સૂર જગવી
રહું, દેજો શક્તિ વિનવું કરુણા માત્ર પ્રભુની.

સખે, હું તો બિન્દુ ક્યમ જુદું રહું સાગરથકી ?
મને એના ઐક્યે પરમ મળતી મોક્ષની ગતિ;
ભલે કોઈ બિન્દુ નભથી ગરીને મૌક્તિક બને,
ન ઈર્ષા, ન સ્પર્ધા, ચહીશ બનજો એહનું સુખે
મહામૂલું મોતી, દઉં હૃદયનો સાથ સઘળો,
અને હું તો નાનો જલકણ રહું સાગર તણો.

૧૯૩૧

જગતને ત્યજીને મારે મોક્ષ મેળવવો નથી. હું તો જગતજનની સાથે જ જીવીશ. મારે મહત્તા પણ નથી જોઇતી. ભલે કોઇ બિન્દુ સમુદ્રમાં જઇને મોતી બને, હું તો સાગરનો નાનો કણ જ રહેવા ચાહું છું.

## મધુરપ

(શિખરિણી)

અખી સીમા રેલી મનુજઉર ફેલાય જગનાં,
પ્રભો, પ્રેમે એના ગહનમહીં મારે ગળકવું,
જવું ડૂબી, થાવું વિલય, ભળવું, સ્વત્વ ગળવું,
સદા નાનાં મોટાં જનવિવિધરૂપે વિહરવું.

નિરાશા–આશા ને જય–અજયના નિત્યક્રમમાં
સહુના સંસારે સુખદુખતણા સાથી બનવું;
અને એ સંગાથે વિપદ સહતાં યે વિતરવું
વિકાસસ્વાતિથી લઘુપરિઘમાં મૌક્તિક નવું.

ત્યહીં ઊંડા ભેદો પ્રતિ પળ મહાસર્જન તણા,
અહીં મેલાં ઘેલાં લઘુ હૃદય કેરાં ધબકવાં;
પ્રકાશોનાં પેલાં ગહન વન આકર્ષક નર્યાં,
દવોથી દાઝેલાં મુજ જગતનાં કંટકભર્યાં.

વસું તો યે વચ્ચે, હરદમ હસું એ હલકમાં,
મને સૌથી મોટી મધુરપ મળી આ મુલકમાં.

૧૯૩૨

૩. સ્વત્વ–પોતાપણું, ક્ષુદ્ર વ્યક્તિત્વ. ૭–૮. અને એ સંગાથે૦–જગતની સોબતમાં–દુઃખ સહન કરતાં કરતાં વિકાસક્રમ રૂપી સ્વાતિનક્ષત્રના મેઘનું જળ ઝીલી પૃથ્વીના આ લઘુ પરિઘમાં–નાના વર્તુલમાં–નવું મોતી ખીલવવું છે–નવી સિદ્ધિઓ મેળવવી છે. ૧૪. આ મુલકમાં–આ જગતમાં. આ લોક અને પરલોક શબ્દો પ્રચલિત છે તે અર્થમાં અહીં મુલક શબ્દ છે.

# માગું આશિષ

(સ્રગ્ધરા)

‘સૃષ્ટિનાં હીર બાળી ઉછળી ઉમટતા ઘોર દાવાનળોને
હૈયામાં હું સમાવું, અણુઅણુ અરપી એહના દાહ ઠારું’;
એવું જો કોઇ ઇચ્છે મનુજ, સ્વપન એ શેં ગણીને ઉવેખું ?
જાણું એવું બન્યું ના, નવ પણ બનશે, તો ય વાંછી રહું હું.
મારી નાની મતિને બહુબહુ મથતો વારવા, તાત, તો યે
લીધાં સ્વપ્નાં ન છોડે, શિશુહઠ મહીં એ આભને બાથ ભીડે;
તારી ઈચ્છા વિના ના પ્રકટ ઋત થતું ને અસત્ ના પ્રજાળે,
રે ! જાણું, તો ય શાને લઘુમતિ ચહતી સ્વપ્નની સિદ્ધિ ચારુ.

વિશ્વોના કૈક ગોળે અણુતમ પૃથિવીનો અણુ માનવી કો
ચાહે સૃષ્ટિતણા સૌ ક્રમ જ પલટવા, એ અહમ્‌નો પસારો;
એ સત્ત્વે સાથ દેતાં લઘીર પણ, પ્રભો, થાય જો દ્રોહ તારો,
આત્મા ને ઇન્દ્રિયોના સકળ ગણ-મથી એક તુંમાં ડુબાડું.
ને એ ભક્તિથી રીઝે તુજ ઉર કદી તો માગું આશિષ માત્ર,
કે પેલા માનવીની સફળ કર વિભો, આશ, શી ખોટ તારે ?

૧૯૩૨

૧. હીર–રસકસ. દાવાનળો–સૃષ્ટિને દઝાડતા સંતાપો. ૩. ઉવેખું–ઉપેક્ષા કરું. ૮–૧૦. અણુ જેવો માનવી સૃષ્ટિક્રમ પલટાવી નાખવાની ઇચ્છા રાખે એ જો કે અહમ્ છે. પણ સાત્ત્વિક અહમ્ છે.

# બલિ

(પૃથ્વી)

'હણે હૃદયઊર્મિ ના, જરી ન ચિત્ત પાછું પડે,
અનેક બલિદાન વીર અરપી હસંતો રહે'.
બધી વિતથ કલ્પના, શિશુકથા જ ભાસે મને,
ભલે સ્મરણ એહનાં અજણ સૃષ્ટિઓને ઘડે.

જગે દ્વિવિધ પ્રેયશ્રેયપથમાંથી, કો શ્રેયની
કરે નિજ હિતાર્થ સ્વીકૃતિ, કહોજી, એમાં રહ્યાં
ક્યહીં બલિ, ક્યહીં જ સ્વાર્પણ? નથી શું એ વંચના?
કરે હૃદય હારવા સકળ શુદ્ધ એ સ્વાર્થ ના?

વિકાસ પણ એ પથે સહુ જનો ય સાધી રહે,
લહે જીવનસિદ્ધિ, રિદ્ધિ ભરતા રહે અંતરે;
ફળે પરમ સ્વાર્થ, શી અવર એ થકી ધન્યતા?
વિશુદ્ધ બલિદાનં વા અનુપ લાભ એને ગણું?

હું યે ભજીશ પંથ એ, તદપિ ના સહું વંચના,
'બલિ' શબ્દનો જ હું બલિ કરી દઉં યજ્ઞમાં.

૧૯૩૩

૩. વિનય-ખોટી. પં-૮. શ્રેયનો પથ માણસ શા માટે લે છે? પોતાનો વિકાસ કરવા, તો એ રીતે બલિદાનનો માર્ગ શ્રેય લેઇને સ્વાર્થ જ કર્યો ને? ૧૪. હું બલિદાન આપું છું એ જાતના અહમ્નું જ હું યજ્ઞમાં બલિદાન કરીશ.

# વ્યથા

(શિખરિણી)

પ્રભો, મારું નાનું જીવન, દુખ એનાં અણુ સમાં,
મથું જો લેખાવા પરવત સમાં એહ મમતા;
અને આંસુ સારું અધિક પછી એથી શી જડતા?
વિસારું વ્યાપેલો નિયતિક્રમ એ તો વિકલતા.

ભર્યું છે ચોપાસે દુખ, વલવલે જીવ જગના,
મહા સંતાપોના વિકટ વમળે વિશ્વ સબડે.
જળે એને જ્વાળા અણુઅણુ વિષે ને રંગરગે,
અરે! એમાં મારી લઘુતમ વ્યથાની શી ગણના?

ભલે મારી શક્તિ નહિ જગતના ક્લેશ હરવા,
તૂટેલા હૈયાના સજીવ શબમાં પ્રાણ પૂરવા;
પ્રભો, કિન્તુ દુઃખો સકળ જગનાં હું મુજ ગણું,
ડુબાવું એ મધ્યે લઘુ હૃદયની દુબલ વ્યથા.

અને બાકી એકે સ્મિત યદિ રહે જીવન વિષે,
દઉં વેરી એના કિરણકણ આછા થળથળે.

૧૯૩૩

માત્ર પોતાના જ દુઃખનો વિચાર કરનાર માનવી આ વિશાળ સંસારમાં ચોમેર વ્યાપી રહેલાં વિવિધ પ્રકારનાં અસંખ્ય દુઃખોનો ખ્યાલ કરે તો એ સમભાવ એના દુઃખને ભુલવી એના આત્માને ઉન્નત કરે છે. ૪. નિયતિક્રમ–પ્રકૃતિનો ચોક્કસ નિયમ. ૧૦. ભગ્ન હૃદયનાં માણસો જે જીવતાં મડદાંઓ જેવાં છે તેમાં નવું ચેતન ભરવા. ૧૩–૧૪. જો જીવનમાં એકાદ સ્મિત બાકી રહે તો એનાં પ્રકાશ-કિરણો રસ્તેરસ્તે વેરી દઉં.

# દશા મનુજચિત્તની

(પૃથ્વી)

પ્રભો, ન અનુભૂતિ આ સુખતણી સહી જાય રે!
વધે અકથ ઓજ, અંતરતટો ય તૂટી પડે,
મહાદ્રુતિ ઉછાળ શા પ્રબળ ઊર્મિઆવેગના
ચડી જ મદમસ્ત જીવનજળો ડખોળી જતા.

રહે સુશ્રણુધૈય ના, તરલ ચિત્ત ડોલાય હા!
રગેરગ, દમેદમે વિષમ વ્યાપતી વેદના;
પ્રસુપ્ત કરણો વિષે વિચલ વાયરાઓ વહે,
સનાતન સ્થિરત્વનાં ય પટ તોડી ફોડી દમે.

સડે દુખદ ગર્તમાં મનુજ ક્ષુદ્ર, વાંછે તદા
સુખાનુભવ, ને રડે ત્વરિત એહને પામવા;
પરંતુ સુખ જ્યાં મળે વિવશ આત્મ એનો બને,
લગીર જીરવી શકે નહિ જ ઓઘ આનંદનો.

વ્યથા નવ સહાય, ના સુખઘડી ય રહેવાય, શી
દશા મનુજચિત્તની અજબ આ વિરોધે ભરી?

૧૯૩૩

સુખને વખતે પણ ઘણીવાર તેની પાછળ તીણું ઘીમું દર્દ થયા કરે છે અને એ આનંદ ઝરવી શકાતો નથી. ચિત્તવૃત્તિનું આ સૂક્ષ્મ લક્ષણ અહીં વ્યક્ત થયું છે. ૮. આત્માની સનાતન સ્થિરતાના પડોને પણ તોડી નાખીને દુઃખ આપે છે.

# વખ

(પૃથ્વી)

મને ન વખ ઘોળવાં ફરીફરી ગમે આ, પ્રભો;
ઘડીક વિષ જે ચડી ઉતરી જાય એથી વધે
મહા દરદ, ને પછી ન પ્રતિકાર એનો રહે.
મને જલદ સામટી ગરલપ્યાલી આપો જ કે
લગીર વણ આંચ એ ગટગટાવી ઉન્નત શિરે
ફરીશ, અથવા પડીશ ધરણીતલે હું ઢળી.

ઉરે વ્રણ કરી ઝીણા સકળ રૂઝવો ને નવા
સદાય કરતા રહો, અસહ એ દયા ના ખપે;
મને અગર ખેલવા મુજ રીતે દિયો, વા ભલે
સમગ્ર મુજ જીવને વિષમતા વલોવી રહો.

દવાનળ વિષે જલાવી જળ શીત હોઠે ધરો,
કરી બદન શાંત એ ફરીથી નવ્યદાહે ભરો;
કૃપાળુ, ત્યજી ખેલ આ તરલ આશનૈરાશ્યના,
મને સભર, એકસાથ, સઘળી નિરાશા દિયો.

૧૯૩૩

જીવનમાં આશા અને નિરાશાના જે ચંચળ તડકાછાંયા આવ્યા કરે છે,—એકવાર દિલને કોઇ આઘાત થાય છે, બીજીવાર વળી કોઈ રોચક પ્રસંગ બની એ રુઝાઈ જાય છે, એમ જે સતત ઝીણુંઝીણું દુ:ખ આવ્યા કરવાની ઘટમાળ ચાલ્યા જ કરે છે તેની સામેનો પુકાર. ૩. પ્રતિકાર–ઉપાય. ૪. ગરલ–ઝેર, વિષ. ૧૦. મારા આખા જીવનને વ્યથાથી વલોવાઈ જવા દો. ૧૩ તરલ આશનૈરાશ્યના– ઘડીમાં આશા, ઘડીમાં નિરાશા એવી ચંચલ દશા.

# શુભેચ્છકોને

(શિખરિણી)

મને જો ચાહો તો વિશદ ઝરણાં જેમ વહવા
દિયો, છુટ્ટું મૂકો સમદર વિષે નાવ તરતું;
પસારી પાંખો વા વિહગ ઉડવા દ્યો વિયતમાં,
પ્રફુલ્લેલાં પુષ્પે પરિમલ ભલે આપ પ્રગટે.

કસાવા દ્યો; શક્તિ વિકસી ઉઠશે જાતબળથી,
ઝરાને સિંધુથી ગ્રથિત કરી દેશે, સમદરો
તરી જાશે હોડી, સુમન સુરભિને વહીવહી
ભરી દેશે તાજી અનિલલહરીને વનવને.

પરાયા આધારે ગિરિશિખરટોચે પગ દઈ
નિહાળું સૃષ્ટિના સમદર ભલે સાત ગરવા,
રસેલી વા હેમે અલકનગરી દીસિસભર.
મને એથી વ્હાલું ડગલું ભરવું એક વિકટ,
પ્રયત્ને પોતાના તસુભર જમીને ય જીતવી;
ભલે સ્વલ્પક્ષેત્રે ભુજબળથકી સિદ્ધિ વરવી.

૧૯૩૯

આત્મશક્તિની ઉપાસના–સ્વપ્રયત્ને જ પ્રગતિ–કરવામાં માનવજીવનની સાર્થકતા માનતા તરુણ માનસની શુભેચ્છકો પ્રત્યે વિનતિ. ૧૧ સુવર્ણના રસથી જાણે મઢેલી હોય તેવી સમૃદ્ધિના ઝળહળાટથી ભરપૂર કુબેરની રાજધાની.

# જિંદગી કાવ્ય દીર્ઘ

(મન્દાક્રાન્તા)

મેં હંમેશાં અધિક કવિતાથી લહી જિંદગાની,
ભેળેભેળે પકડી જકડી બંધને લીધ બાની;
દ્હાડે દ્હાડે કૃશવદન એ સેર સૂકાઇ ચાલી,
ઉલ્લાસોની વિફલ પ્રતિમા ઊર્મિઓ કીધ ખાલી.

મેં જાણ્યું જે અવનવું હવે જીવને જોમ જામે,
ઉત્કર્ષોનાં શિખર અજવાળી રમે મુક્તિધામે,
આદર્શોના ઝળહળ જગે પેટવે કૈં પ્રદીપ,
સદ્‌ભાવોના, સરલ સ્મિતના પાથરી દે પ્રતાપ.

આ શું કિન્તુ! કવિતઝરણાં સાથ લોપાઈ ચાલ્યાં,
તેજસ્વી જીવનમહીં હતાં તત્ત્વ તે ક્યાં સમાયાં?

છે મોટાઈ જરૂર જગમાં કાવ્યથી જિંદગીની,
કે એમાંથી પ્રતિપદ ધરે પ્રેરણા કાવ્યદેવી;
પૂર્તિરૂપે તદપિ વિલસે એકબીજાંથી યુગ્મ,
કાવ્યે ઝિંદાદિલી, જિગરનું જિંદગી કાવ્ય દીર્ઘ.

૧૯૩૯

જીવન અને કવિતા એકમેકથી ભિન્ન નથી પણ અન્યોન્યાવલંબી અને પરસ્પરનાં પૂરક છે. ૨. બાની–વાણી. ૪. ઊર્મિઓ ઉલ્લાસની નિષ્ફળ મૂર્તિઓ જેવી બની ગઈ–ઉલ્લાસ પણ એમાંથી ચાલ્યો ગયો. ૧૪. કાવ્યમાં હૃદયનું જીવન છે તો જિંદગી પોતે પણ હૃદયનું એક લાંબું કાવ્ય જ છે.

# મરજીવા

(શિખરિણી–સ્રગ્ધરા)

'મને જાવા દ્યો, જ્યાં પ્રલયઘમસાણે ગહનમાં
પ્રવાહો વેગીલા દ્યુતિભર લસે રત્નવનમાં,
પ્રવાલોના પુંજો મહીં પવનપૂરે પસરતા,
મહામેદાનોને મુકુલિત કરે મૌક્તિક તણાં.
ચઢે તોફાનો જ્યાં, સઢ પણ ટકે એક પળ ના,
કુદે હોડી જાણે વિટપવિટપે મર્કટ મદે;
ઘસારાના ઘોપે ખડતલ ખલાસી ય ખમચે,
ધકેલો ત્યાં ઊંડાં અતલતલનાં ભૈરવ જલે.'

અગાધે ગર્તોમાં મથત મરજીવા મસ કરે
સદાની શાન્તિમાં ચિરશયન, પાછા નવ ફરે;
સહસ્રોમાંથી જો સફળ થઇ એકાદ નિકળે,
જવાહીરો મોઘાં જગતપર વેરે થળથળે,
એના આદર્શપ્રેમે પૃથિવી મઘમઘે, માનવીચિત્ત મોહે,
લાખો કેરી શહીદી ઉપર જગતની સંસ્કૃતિ ભવ્ય સોહે.

૧૯૩૯

મરજીવાનું આત્મસંબોધન અને તે પરથી સ્ફુરતી વિચારણા ૪. મુકુલિત કરે–ખીલતી કળીઓ જેવું બનાવે. ૧૪. સંસ્કૃતિના વિકાસ પાછળ પાયામાં પુરાઈ ગએલા લાખો મનુષ્યોનો આત્મભોગ ક

# ખંડેરની હવેલી

(મન્દાક્રાન્તા)

જે જે સ્વપ્નો વિફળ બનતાં ક્રન્દનો મેં કીધેલ,
દુઃખે દર્દે શિર પટકતાં ઝેર જાણે પીધેલ,
એ સૌ સાચાં સુહૃદ બની આજે મને ખૂબ પ્રેરે,
સંસ્કારોનાં શુચિતર સ્મિતોથી બધે હર્ષ વેરે.
જે આશાઓ અવશ બની તેનાં હતાં ધ્યેય ખોટાં,
વિભ્રાન્તિના વમળમહીં માન્યાં હતાં સર્વ મોટાં,
નાણી જોતાં નિકષ પર મિથ્યાત્વ એનું નિહાળ્યું,
સાચાં ધ્યેયો પ્રતિ જિગર ને ચિત્તનું જોમ વાળ્યું.

જૂઠા ખ્યાલો, હૃદયમનના છોભીલા સર્વ ભાવો
છોડ્યા, છૂટ્યો દિલ ધડકતે સ્નેહનો અંધ લ્હાવો;
કિન્તુ સાચી ઉપકૃતિ લહું નષ્ટ સૌ સ્વપ્ન કેરી
એ ખંડેરો ઉપર દિલની છે હવેલી ચણાઈ.
આદર્શોમાં અજબ લસતી ભગ્ન આશા સુનેરી,
સો ભૂલોનાં શબ ઉપર છે સંસ્કૃતિ શુભ્ર છાઈ.

૧૯૩૯

સેવેલી આકાંક્ષાઓ વિફળ બને છે ત્યારે માણસ દુઃખી થઇ આક્રન્દ કરે છે, પણ માનવીનાં બધાં જ સ્વપ્નો વાસ્તવિક ધ્યેયવાળાં નથી હોતાં. ઘણીવાર તો મિથ્યા વિભ્રાન્તિઓના વમળમાં અથડાતો માણસ હવાઈ ખ્યાલો પણ રચે છે, ૭. નાણી જોતાં–કસ કાઢી જોતાં. ૧૪. સત્ય હાથમાં લાગતાં પહેલાં ઘણી ભૂલો થાય છે. એ ભૂલોનાં મડદાંઓ ઉપર જ સંસ્કૃતિનો વાસ છે.

# સંભાવના

(પૃથ્વી)

મને દગલબાજ દોસ્ત, રિપુઓ મળ્યા રામ શા
ઉદારચિત સ્વસ્થ, સ્વાર્થપર સોબતીઓ, સગા;
અનેક અણજાણ મસ્તમનુજો મહાદેવ શા,
ધરે સ્વજનનામ તે ય મનમેલનાં માળખાં.
ધનાઢ્યજન દીન હીન લઘુ કીટ કાર્પણ્યના,
અકિંચન, અગેહ, ધન્ય અવતાર શું કર્ણના!
નિરક્ષર તથાપિ સુજ્ઞ, મતિમૂઢ રે! પંડિતો,
બલિષ્ઠ જન ભીરુ, દુર્બલ સમુદ્ર શા શૌર્યના.

વિરોધ વસમા લહ્યા, અનુભવો જગે આકરા,
અસંભવ મહીં સદા લસંતી કોઈ સંભાવના;
અપ્રીતિ મહીં પ્રેમ, સ્નેહ મહીં વિકૃતિની કથા,
અસાર મહીં સાર, ઉન્નત તણી દીઠી સ્વલ્પતા;
અને જગત ભ્રાંતિરૂપ રમતું રહે સર્વદા,
અમંગલસુમંગલે કરવી જિંદગાની અદા.

૧૯૩૯

જગતની પ્રણાલિમાં ઘણા વિરોધાભાસો રહેલા છે તે આ કાવ્યનો વિષય છે. ૪. મનમેલ–કુટિલતા. ૧૦. અસંભવમાં સંભાવના હોય છે—ન ધારેલી વસ્તુઓ ન કલ્પેલાં સ્થળેથી મળી આવે છે. ૧૪. સારી નરસી જે કાંઈ પ્રાપ્ત પરિસ્થિતિ હોય તેમાં સંતોષપૂર્વક જિંદગીનાં કર્તવ્યો બજાવવાં.

# લગ્નોન્મુખ બાલાને

(શિખરિણી)

કપોલે કામશ્રી, નયનસ્મિતની ખંજનકલા,
પ્રભાલીલા લોલે લઘુક લળતાં ગાત્ર નમણાં,
પ્રતીકો એ બાલે! નવઉગમનાં યૌવન તણા,
તને અર્પે શોભા, છલગલ છટા વીજચપલા.

વિલાસી ભ્રૂભંગો, પ્રણયભરતીના પરિણળે
હલેતો શો મૌગ્ધ્યે ઉરઃસંભવ પેલો અધખુલો
છકેલો શો ઘેલો! મદભર મરોડે મલપતો,
અધીરાં અંગોનો વિભવ છલકાવે પળપળે.

નદીના ભ્રૂભંગો, તરલ વહનો ને નરતનો
ઉછંગે સિંધુના વિભવ ઠલવી શાંત બનતાં;
ઉમંગે શોષાઇ રસધર પયોદે પસરતાં
હસે હાસોલ્લાસે અવનિ; ક્રમ એ છે મરમનો.

સહુ સૌન્દર્યોની સરણી ઢળતી સર્જન વિષે,
ભલે તો રેલે આ લટકમય લીલા મિષમિષે.

૧૯૪૦

૨. પ્રભાલીલા લોલે–ચંચળ તેજચ્છટાથી. ૯–૧૪. નદીનાં વમળો, નૃત્યો અને ચંચળતા સમુદ્રમાં જઇ શાંત બને છે, અને પછી મેઘરૂપ થાય છે ત્યારે વર્ષાથી સૃષ્ટિ હસે છે. તારી ચંચલતા પણ સનાર થઇને સર્જન વિષે જ વળવાની છે તો ભલે આ ખૂબી ભરેલી લીલા થયા કરે.

# અધીરપ મને નથી

(પૃથ્વી)

જવાનું હતું તે ગયું, સકળ છો ગયું. સ્વલ્પ જે
રહ્યુંસહ્યું ય હાથથી સરકી સર્વ જાતું ભલે;
લગીર મુજને તમા ન, ઉર એક સાચું રહ્યું,
પ્રકાશતિમિરે ય જીવનધરા પરે જો વહ્યું.

વહંત વણઝાર આ કટક પેર, રોકી નહિ
ક્ષણે ય ટકશે વિના ખપત માલ કેરી અહીં,
સ્વયં વિરમી એ જશે સફળ શાહસોદાગરો–
તણી ભરણજારમાં ઝળહળંત જ્યાં પેઢીઓ.

ગયેલ થકી સોગણું હજિ ય આવવાનું નકી,
અનેક વણઝારની પળપળે રહી છે વકી;
અસંખ્ય મહીંથી અહીં અટકશે શું એકાદ ના?
પ્રબુદ્ધ ઉરની કદીક ફળશે ખરી એષણા.

અખૂટ મુજ આશ, અંતર વિષે ભરી તાજગી,
અધીરપ મને નથી, હજિ ય દીર્ઘ છે જિંદગી.

૧૯૪૨

જે જવાનું હોય તે ભલે જાય. માલ ખરીદવાનાં નાણાં–સાચું હૃદય–આત્માની સમૃદ્ધિ–હશે તો વણઝારો આપોઆપ અહીં ઊતરશે. અને વિશ્વમાં રિદ્ધિસિદ્ધિ ક્યાં ઓછી છે? ગએલ કરતાં અનેકગણું હજી આવવાનું છે. તો અધીરપ શી છે? હજી જિન્દગી ઘણી ય લાંબી છે ૧૨. હૃદયની સચ્ચાઈ હશે તો તેની ખરી ઇચ્છાઓ ક્યારેક ફળશે જ. એષણા–ઇચ્છા.

# દ્વિજપર્વ

(હરિણી)

મુજ ઉર વિષે આછાંઆછાં સ્ફુર્યાં નવસ્પંદનો,
સમય વહતાં વાધ્યાં એ તો નિગૂઢ નિવેદનો,
જડ જગતમાં જાગી ઊઠી બધે સુખચેતના,
અકથ રસની રોમેરોમે ઝગી રહી ઝંખના.

સ્પરશમણિ એ આવ્યો, સ્પર્શી ગયો જડ લોહને,
કનક કરીને પાછો ચાલ્યો ચિરંતન સોહને;
ઉલટપલટી દૃષ્ટિ, ઊંડી બધી ય વિચારણા,
સકળ સરતી ચાલી પૂર્વગ્રહોની પ્રતારણા.

અરસનરસાં દૃશ્યોમાંથી નવો રસ નીતરે,
નિરજિવ મહીં પૂરી આભા સજીવ તણી ભરે,
અકલિત રહ્યું એકીસાથે કળાઈ જતું બધું,
લઘુક ઉરમાં વિશ્વે મોટું સમાઈ જતું બધું.

જગત મુજ, ને હું યે આખો બન્યો જગ સર્વનો,
ઉદધિ ઉભરે ઉલ્લાસોના મહા દ્વિજપર્વનો.

૧૯૪૨

નવીન દર્શનના સ્પર્શથી થએલ દૃષ્ટિપલટનો આનંદ. ૬. ચિરંતન સોહને–સોહન કરવાની–શોભીતું કરવાની પારસમણિની ક્રિયા (લોહમાંથી સુવર્ણ બનાવવાની ક્રિયા) ચિરસમયથી ચાલ્યા કરે છે તે અન્ય સ્થળોએ કરવા માટે. ૭. ઊંડી–ધરમૂળથી. ૮. પૂર્વગ્રહોની પ્રતારણા–અણસમજના હઠાગ્રહોની છેતરપીંડી. ૧૪. દ્વિજપર્વ–જાણે બીજો નવો જન્મ મળ્યો તેનો ઉત્સવ.

# તને ચ્હાતાં ચ્હાતાં

(શિખરિણી)

મને વ્હાલાં પેલાં ઉદધિભરતીનાં ઉછળવાં,
સમીરોના તાને સઘન ઝુલતાં કાનન વડાં,
નગોનાં શૃંગોને બથ ભરી રમે વાદળઘટા,
ઢળંતા ધોધોનાં સુરધનુતણી રંજિત છટા.

મને વ્હાલી લાગે જનપદપુરોની સુરચના,
બજારો વ્હોળાં ને ગગન ચડતા મ્હેલ, ન મણા;
કલાવિદ્યાકેન્દ્રો, વિપુલપ્રતિભાગ્રંથ ગરવા,
જનોના મેળાઓ મુદભર મળે જ્યાં મુખ નવાં.

મને વ્હાલી કાલી શિશુકયૂથની કેલિ, રમણી-
ગણો કેરી હેલે અવરજવરો, યૌવન તણી
ગુલાબી લાલી ને સ્વજનઉરની સ્નેહસરિતા,
વધારે એથી યે કનક કરતી લોહ કવિતા.

મને સૌથી વ્હાલું સરલ મુખ તારું, પ્રિયતમે,
તને ચ્હાતાં ચ્હાતાં જગત સઘળું ચાહી લીધ મેં.

૧૯૪૨

૬. ન મણા–જેમાં ક્યાંય કમી નથી. ૭. વિપુલપ્રતિભાગ્રંથ–જે ગ્રંથોમાં મૌલિકતાની વિપુલ સમૃદ્ધિ ભરી છે તે. ૧૨. કનક કરતી લોહ–લોહનું સુવર્ણ કરતી—માટીમાંથી મનુષ્ય–કરતી કવિતા.

# પંખીડું

(શિખરિણી-સ્રગ્ધરા)

પ્રભો, હું પંખીડું અમથું ભમતું, આકુરડું ઉડું,
જરા ઊંચે જાતાં પુનરપિ ધરા પે ઢળી પડું;
મથી રહેવું, મારે નથી જ મહિમા પાંખબળનો,
પડું, પાછું ઊડું ફક્ત ધ્રુવ ઉત્સાહ દિલનો.

પણે સામે ઝ્હોંચું ક્ષિતિજ પર પ્રાપ્તવ્ય વિલસે
લહી, ઊડું વેગે ક્ષિતિજ ત્યમ તો આગળ ધસે;
અનંતે વિસ્તારે નથી ક્યહીં ય વિશ્રામ ગતિનો,
પ્રયત્નોમાં મારે અચલ બસ આધાર ધૃતિનો.

અજાણ્યાં પ્રસ્થાને ભ્રમણ કરવું માત્ર ભ્રમણા,
ખગોલે મારી આ લઘુક ગતિ કેરી શી ગણના?
મને સૌથી કિન્તુ પ્રિયતમ પ્રથા ઉડ્ડયનની,
ભલે આઘીઆઘી વિમલતર આભા ઉદયની.

પાંખો કેરા પ્રતાપે પડીપડી ઉડવું એ ય માનું સુભાગ્ય,
સાથી છે સર્વદાનું પુલકી મલકતું વ્યોમનું શુભ્ર હાસ્ય.

૧૯૪૨

પ્રાપ્તિની એષણા વિના પ્રયત્નમાં જ રાચવાના મહિમાનું કથન. ૧. આકુરડું–આપમેળે. ૫–૬. પ્રાપ્તવ્યને મેળવવાને જેમજેમ પ્રયત્ન કરું છું તેમતેમ જાણે તે આઘે ને આઘે ખસતું જાય છે. ૧૪. પુલકી મલકતું–હાસ્યથી પુલકિત થતું.

(હરિણી)

અનિલલહરી, પંખીહારો, પ્રસૂન, સરસ્સ્થલી,
ઝુઝી ઢળતી, રાયણ્, ગુંદી અને ઘટ આમલી;
નયનઅભિરામા શી તારી છટા વનકુંજ હે!
બહુ સમયને વીત્યે આજે દૃગો અવળું લહે.
અહીં વિચરતાં મેં જે લીધા કિશોરવયે ઘણા
નવઉદયના, આદર્શોના, શુચિ ક્રિયમાણના
વ્રતનિયમ, ના અંશે એના લગીર હજી ફળ્યા,
ઉમર અરધી વીતી ત્યાં તો શિરે પળિયાં ઢળ્યાં.

વિફળ સ્વપનાં મારાં, તું યે વિશીર્ણ બધી બની,
અરસ, અડવી, દૂભાએલી દિસે જ્યમ માનિની;
પણ જગત આ વ્હેતું ર્‌હેતું સનાતન, ખીલતી
અવલનવલી કુંજો બીજી, નવા યુવકો ધૃતિ
વિચરીવિચરી એમાં ધારે, લિયે શપથો નવા,
સુમન ખરતાં જાતાં, તાજી સુગંધિ છતાં હવા.

૧૯૪૩

૧. પ્રસૂન-કળીઓ. ૪. અવળું-જે શોભા પ્રથમ હતી તે શોભા હવે બિલકુલ રહી નથી તેથી ઊંધું ઉલટું દેખાય છે. ૬. શુચિ ક્રિયમાણના-પવિત્ર કર્તવ્યના. ૧૪. વ્યક્તિ નિષ્ફળ જાય છે પણ વિશ્વ-ક્રમ તો વિકાસ કર્યા જ કરે છે.

# ભોગાવાને કાંઠે

(હરિણી)

ઝરણ નથી, ના શોભા તીરે ઝુલંત દ્રુમો તણી,
હરિત તૃણના ગાલીચાની બિછાત નથી વણી;
ઉષરધરણી લૂખી, સૂકી, ફિક્કી પથરાયલી,
ફક્ત રમણીયૂથો પાણી ભરે વીરડા ગળી.

ગિરિગિરિતણાં શૃંગેશૃંગે ભમેલ મને અહીં
યદપિ નથી કૈં વૈવિધ્યોની મજા બહુ સાંપડી,
સમથલ જમીને આ લાંબા થતા દિનઅસ્તની
વિરલ દ્યુતિ, ને ધોળી ધોળી વિશાળ જ ચાંદની.

ક્ષિતિજ સુધી આ દૃષ્ટિ મારી બધે ફરતી રહે,
નડતર નથી ક્યાંયે, મોટું બધું નિરખી રહે;
અવનિતલની ખુલ્લી છાતી પરે નભ શું ઝૂમે!
અરવ લહરી વાયુ કેરો અફાટ ઉરે રમે.

નથી જ જગમાં સૌન્દર્યોની કયહીં ય કમી જરી,
સ્થળ સકળને જૂદી જૂદી છટા વિરલી વરી.

૧૯૪૩

સમથલ પ્રદેશના વિસ્તારના વિશિષ્ટ સૌન્દર્યનું આલેખન. ભોગાવો–એ નામની વઢવાણ પાસેની નદી. ૩. ઊષરધરણી–ખારફાટવાળી ઉજ્જડ જમીન. ૧૨. અરવ લહરી–ઝાડપાન વિનાના આ પ્રદેશમાં વાયુની લહરી શાન્ત છે.

# ભાંગેલી ડાળ

(મન્દાક્રાન્તા)

ગાઢી ઘેરી વિજનવનની આવલી વૃક્ષ કેરી,
છાંટો એમાં મરકત સમી ભોંયફૂલોની વેરી;
અભ્રો કેરા ભુખર પડદા અદ્રિનાં શૃંગ ઢાંકી
નીચાણોમાં પડી ઉપડતા, સૂર્યની સ્હેજ ઝાંખી.

સૃષ્ટિ સારી મણિમય હતી, ત્યાં દીઠી છિન્ન ડાળ
વૃક્ષેથી જે વિખુટી પડી, જાણે ધરાનું પ્રવાલ
ખીલે છુટું, ત્યમ વિકસતી કુંપળો નવ્ય ધારી,
મૃત્યુનાં યે શિર ઉપર શી કીધ એણે સવારી?

કાં કે ભાંગી પણ મથી રહી જીવવા ખીલવાને,
ભૂમિઅભ્રો થકી કણ ગ્રહી રમ્ય રૂપે થવાને,
એની થોડી જીવતરપળો દીર્ઘ વા, અન્ય વાત,
પાડી આખાં વન મહીં અનેરી રહી ભવ્ય ભાત.

મેળેમેળે મથી રહી થવા સર્જનશ્રીસ્વરૂપ,
ભાંગ્યાકેડે સ્મિત વિતરવું જિંદગી એ અનુપ.

૧૯૪૩

ભગ્ન જીવનમાંથી પણ નવસર્જનનો પ્રાણ પ્રકટ કરવાના પ્રયત્નનું પ્રતીક. ૨. મરકત–નીલમ. ભોંયફૂલો–ભૂમિ ઉપર આપમેળે ઊગી નીકળતાં ફૂલો. પ્રવાલ–પરવાળું. નવી ફૂટતી કૂંપળોની ટશરો લાલ રંગની હોય છે તેથી પરવાળા જેવી લાગે છે. ૯. કાં કે–કારણ કે.

# મિલનપળ

(હરિણી)

ઉદધિભરતી, પ્હોળો કાંઠો, શિરે નભછાણડી,
ક્ષિતિજ પરથી પેલી પારે ઢળી જતી નાવડી,
સલિલપટ શો મોટો, ઘેરો, અફાટ, નર્યો સૂનો!
પ્રવહ રસનો ભ્હોળો, ઘોળો દિશોદિશ દોડતો.

મિલનપળ આ;—
પ્રેમી યુગ્મે લહ્યું અવળું કંઈ;
અણસમજના ઉત્સાહોમાં સર્યાં વિખુટાં થઈ,
ફરી નવ થયો મેળો, ચાલ્યાં વહી અવળા પથે,
ઉભય સરખાં ચક્રો છુટ્ટાં પડ્યાં, ન ચડ્યાં રથે.
જગતમહીં એકાકી ચક્રો બધે ભમતાં રહ્યાં,
નવ મળી શક્યાં ક્યાં યે એને સગાં ઉરનાં ચહ્યાં;
જીવનઅવધો વીતી ત્યારે અચાનક ભેટિયાં
સકળ પડદા ખોલી ખોલી ઉરેઉર લેટિયાં.

પણ વિપળમાં ચક્રો એવાં સુયુક્ત ચડ્યાં રથે,
અનિલગતિએ ચાલ્યાં સીધાં અનંતતણા પથે.

૧૯૪૩

કોઈ પ્રેમી યુગ્મ અણસમજના આવેશમાં છુટું પડી ઘણાં વર્ષો પછી છેક જીવનની છેલ્લી ઘડીએ મળે છે અને તરત જ મૃત્યુવશ થાય છે. ૮. બન્ને એક જ જીવનરથનાં ચક્રો થઇ શકે તેવાં—સમાનશીલયુક્ત હતાં છતાં વિખૂટાં પડ્યાં. ૧૩-૧૪. બન્ને ચક્રો એવાં તો સારીરીતે રથે ચડ્યાં કે પછી રથની ગતિ પવનવેગી થઈ ગઇ અને તે સીધો અનંતના રસ્તે ચાલી નીકળ્યો. અહીં મૃત્યુને સુભગરૂપ ગણેલું છે.

# જુહાર

(હરિણી)

સરવરજલે ઝોલાં ખાતાં રમે મસ લ્હેરિયાં,
હરિત હસતાં ક્ષેત્રો લ્હેકે સમીપ જ શાળનાં,
ગિરિવર તણી ચારે બાજુ વિલંબિત આવલી,
તરુવરઘટાજૂથે ગાઢી વિશાળ વનસ્થલી.
અહીં વિચરતાં હોલાં, લેલાં, ખગો, શુક, સારિકા,
પરભૃતરુતો, કેકાનૃત્યો મયૂરતણાં થતાં,
ક્વચિત ઉતરે પાંખો પ્હોળી પસારી જ સારસાં,
અવલનવલાં દૃશ્યો એવાં ઘણાં ઉરમાં વસ્યાં.

બસ, ખતમ; આ છેલ્લો ભેટો, મિલાપ જુહારના,
અમિત રવિના ભર્ગે રેલે હુલાસ સવારના.
દ્વિજ કરી દીધું હૈયું મારું, નવીન ખીલી છટા,
જગતવિષના પાત્રે જામી ગયાં મધુ સામટાં.
તરલ તરણી સંસારોની, વિષાદ પછી કશા?
શઢ ફરફરતા છો, સાબૂતી સુકાનની સો વસા.

૧૯૪૩

ઇડરમાં રાણીતળાવ પાસેની વનસ્થલીના પ્રદેશથી વિદાયનું કાવ્ય ૬. પરભૃતરુતો–કોયલના અવાજ, ૧૨. હૃદયના જે પ્યાલામાં જગતનું વિષ હતું તે હવે તારી કૃપા વડે મધુથી ભરાઇ ગયું છે. ૧૪. હોડીના શઢ તોફાનના વાયુમાં ભલે ફરફર્યા કરે, તેનું સુકાન સ્થિર હોવાથી હોડી પૂરેપૂરી સલામત છે.

# ઊષરપટમાં ચાંદની

(હરિણી)

અઢળક ઢળી શૃંગો કેરાં શિરે, ગિરિના તટે,
ઢળકતી જતી ઢાળે ઢાળે ઠરી ધરણીપટે,
અખલખ ઝરી ધારે ધારે, નિકુંજઉરેઉરે,
સરિતજલસેલંતી, ઝોલે ઝુલંતી સરેસરે,
ઉદધિભરતીહિલોળામાં ચલત્, ચમકીલી, ચિત્
ચકિત કરતી, સ્થાને સ્થાને સુહંતી ક્વચિત્ ક્વચિત્,
બહુ વખત મેં દીઠી તૉરે સુમાર વિના સરી,
નગર, પુર, ને ગામોકેરાં ગૃહાંગણને ભરી.

અનુપ સુખ ઓ ચન્દ્રી! આજે અહીં અણચિંતવ્યું
મખલક મચી કોશો કેરા પટે નિરખી લહું;
અટકી અટકી લેટી, સીધી સપાટ સુધા હસે,
સ્થિર ધવલતા વિસ્તારોના કણેકણને રસે.
અનહદ લસી ચારે બાજુ ઝલંત રજતછટા,
ઉષરપટના અંગેઅંગે ઢળી પડી ધન્યતા.

૧૯૪૩

ગિરિશૃંગે, વનકુંજોમાં, નદીતટે, સરવરનીરપર, સાગરભરતીમાં એમ અનેક સ્થળે જોએલી ચાંદનીના સૌન્દર્યને મુકાબલે વિશિષ્ટ જણાએલું ખારાપાટની ઉજ્જડ જમીન પર ઢળેલી ચાંદનીનું સૌન્દર્ય. ઊષરપટ—ખારોપાટ, ઉજ્જડ જમીન. ૩. અખલખ—ધોળી તથા પુષ્ટ. ૭. તૉરે—મિજાજથી. સુમાર વિના સરી—જેનો અડસટ્ટો ન કાઢી શકાય તેટલી સરી. મખલક—પુષ્કળ.

## નર્તકી

(પૃથ્વી)

સતારઝણકાર મંજુલ મૃદંગ-તાને ચગી
કરંત મૃદુ લાસ્યનર્તન સુરૂપસી નર્તકી,
રચ્યા વિવિધ ભંગ અંગઉપઅંગના, સામટી
વહાવી દીધ છોળ કોમળ મરોડ મુદ્રા તણી.

ઉમંગભર માન્યું દેવચરણે ધર્યું જીવન,
કૃતાર્થ થઈ અર્પી શ્રેષ્ઠ નિજની કલા પાવન;
લહી સમજ આખરે વિફળ, દેવ માટી તણા
ઠર્યા, વ્યરથ સૌ સુધાસ્મિત ઝરંત ઓવારણાં.

રડ્યું હ્રદય; વેગની ગતિ પરંતુ રોકી શકી
નહિ, પમરતી ચગેલ પ્રતિભા તણી મંજરી;
પ્રમોદભર લાસ્ય માત્ર પલટાયું, સંવેદના
વ્યથા તણી સ્ફુરી રહી, અધિક જામતી આર્દ્રતા.

દૃગો વિકલ, અંગ સૌ શિથિલ, હાંફ વાધી ઘણી,
ઢળી જ ધરણીતલે વિવશ, શૂન્ય, મૂર્છિત બની.

૧૯૪૩

દેવ માટી તણા ઠર્યા—દેવ તો માટીના નીકળ્યા. જે સદ્‌ગુણોનું તેમાં આરોપણ કર્યું હતું તે વૃથા ઠર્યું; હ્રદયે કલ્પનામાં જે મૂર્તિ ઘડી હતી તેની સાથે વાસ્તવમાં મેળ ન મળ્યો. ૮–૧૨. હ્રદય રડી ઊઠે છે; પણ અપાઈ ચૂકેલું હ્રદય હવે પાછું ફરી શકતું નથી, એથી નૃત્યની ગતિ તો ચાલુ જ રહી પણ આનન્દનું નૃત્ય વ્યથાના રૂપમાં પલટાઇ ગયું.

# અક્ષુબ્ધતા

(પૃથ્વી)

વહે પ્રલયમારુતો, પૃથુ પ્રકંપ ઘેરા થતા,
કદીક વરસે ઝડી સજવ પુષ્કરાવર્તકો;
હિમાદ્રિશકલો પડે, ધણધણે શિલાકંદરા,
ધડોધડ તૂટે, વમે અનલઓઘ જ્વાલામુખી.

નિસર્ગઉરમાં અનેકશત કાળચક્રો ભમે,
અદમ્ય પછડાટ ઘોરતમ ક્રૂર આતંકના;
સદા અવનિ સર્વ એ ખળભળાટ અક્ષુબ્ધ ને
હસન્મુખ સહે, નિરંતર ધરંત સૌન્દર્યશ્રી.

મને ય બસ જો મળે અવનિ કેરી અક્ષુબ્ધતા,
હસન્મુખ પ્રભા બધે વિકિરતો રહું સર્વદા;
પછી ભર પડે અખંડ, અનુદાર, વર્ષાઝડી
વ્યથાવિપદની, અસહ્ય ઉરકંપની, શલ્યની.

બધી હલચલો વિષે નજર નાખું દ્રષ્ટા તણી,
કળી જ રહું કારમી કરણી સર્વ સ્રષ્ટા તણી.

૧૯૪૩

૧. પૃથુ–વિસ્તારવાળા. ૨. સજવ–વેગીલા. પુષ્કરાવર્તકો–પ્રલયકાળના મેઘ ૪. અનલઓઘ–લાવા. વિકિરતો–વિશેષ કિરણ પ્રસરાવતો.

# સન્ધિ

(પૃથ્વી)

મને બહુ ગમે સદૈવ ઋતુ એ તણી સન્ધિકા,
લગીર જ સુશીત, સ્વલ્પ તડકો, હવા ખુશનુમા,
નિરભ્ર નભ શુભ્ર ચૉગમ હસી પડે, ચન્દ્રિકા
ઝરે સુખમયી, સુહાગભર ભર્ગ સપ્તર્ષિનાં.

મને સુભગકાળ રાત્રિદિન સન્ધિકેરો નર્યો
પ્રફુલ્લિત, સરાગ, નેહમય, લાલિમાથી ભર્યો,
નદીસર સુહાવતો, સ્થળસ્થળે વિહંગો તણા
સુખધ્વનિ સ્ફુરાવતો બહુ ગમે; લહું ના મણા.

અને બહુ ગમે સદા અવનિઆભ ભેગાં થતાં,
વિશાળપટવર્તુલે ઢળત આભની શુભ્રતા
વિરાટ સરકી પડે, ક્ષિતિજ રમ્ય રેખા ધરે;
મને સકળ સન્ધિકા સ્મિતમયી થતી અંતરે.

અનાગતવિષે સરંત શુભ સન્ધિ આ આયુની,
બનો ખુશનુમા, સુહંત, સુખરૂપ, સોહામણી.

૧૯૪૩

૧૩. અનાગત–હવે પછી આવવાનો કાળ, ભવિષ્યકાળ. ૧૦. વિશાળપટવર્તુલે–વિસ્તારવાળા પટમાં આપણે ઊભા હોઇએ તે મધ્યબિંદુથી ક્ષિતિજ સુધી ચોતરફ એક મોટું વર્તુલ રચાય છે તેમાં.

# વિનાશ અને વિકાસ

પ્રકૃતિચેતનામાં વ્યાપી રહેલો મહાન સંઘર્ષ અને વિનાશ માનવમનને મૂંઝવતા આદિ પ્રશ્નોમાંનો એક મુખ્ય પ્રશ્ન છે. આટલા મોટા વિનાશનો શો હેતુ છે, શું એ અનિવાર્ય છે, વિનાશનાં બળો વધારે મોટાં કે વિકાસનાં, વિનાશથી વિકાસક્રમમાં ખલેલ પડે છે અને પડે છે તો કેટલી હદે, શું સંઘર્ષ એ જ જીવનનો નિયમ છે કે પ્રેમને પણ એમાં સ્થાન છે અને છે તો કેટલા પ્રમાણમાં, કાળના પ્રવાહ સાથે સંઘર્ષ વધે છે કે ઘટે છે, આ વિનાશને વિકાસની કોઈ બીજી બાજુ છે કે કેમ, અને જો વિનાશના ઘોર રસ્તે અથડાતો કુટાતો વિકાસ થવાનો હોય તો તે કઈ જાતનો હશે, વગેરે અનેક પ્રશ્નો માનવમનમાં સ્ફુર્યા કરે છે અને સ્ફુરતા જ રહેશે. વિનાશનાં બળો જોર પકડે ત્યારે આ સવાલો પણ વધુ જોરદાર બને એ સ્વાભાવિક છે. આ સૉનેટમાળામાં લેખકને સંમાન્ય એવો એનો આછો ઉકેલ કરવાનો યથાશક્તિમતિ પ્રયત્ન થએલો છે.

માળાની યોજના એવા પ્રકારની છે કે એમાં વર્તમાન યુદ્ધને વિનાશના પ્રતીક તરીકે લઈને, મૃત્યુ કરતાં જિંદગીનાં બળો વધારે જોરદાર છે એવાં પ્રાક્કથન સાથે, આ વિનાશ દુર્ભાગી છતાં વિકાસનું અનિવાર્ય અંગ છે એમ પ્રતિપાદિત કરી, પ્રદીપ્ત પુરુષાર્થ દ્વારા માનવ-સમાજ ભવિષ્યમાં આજે અકલ્પ્ય એવી ઋદ્ધિસિદ્ધિઓ મેળવી શકશે એવી શ્રદ્ધા વ્યક્ત કરવામાં આવી છે. સંઘર્ષથી પ્રેમ તરફ અને વિસંવાદથી સંવાદ પ્રતિ વિશ્વ ગતિ—અલબત્ત ધીમી છતાં ચોક્કસ રૂપે—કરી રહ્યું છે એવી માન્યતા પણ એના મૂળમાં છે. આ કવિશ્રદ્ધાનું પ્રકૃતિનિરીક્ષણ, ઉત્ક્રાન્તિક્રમ, અને વૈજ્ઞાનિક સત્યોના આધારે યથાશક્તિ નિરૂપણ થયું છે.

સૉનેટમાળાની ક્રમબદ્ધ યોજના નીચે મુજબ છે:

૧—૮ વિશ્વયુદ્ધનાં વર્ણનો.

૯–૧૫ મૃત્યુ કરતાં જિંદગીનાં બળો વધુ જોરદાર છે તેમજ પ્રકૃતિના પલટાઓ-માં જ વિકાસનાં બીજ છે એવો ધ્વનિતાર્થ ધારતી વિચારશ્રેણી.

૧૬–૧૮ સંઘર્ષમાંથી પ્રેમ પ્રતિ વિશ્વની ગતિ તથા જગતસંસ્કૃતિની આછી રૂપરેખા.

૧૯–૨૩ જગતના ભાવિ વિકાસનું શ્રદ્ધાન્વિત કલ્પનાચિત્ર.

૨૪–૨૫ વિશ્વબીનનો સંવાદ અને અચલ પરમ પ્રકૃતિતત્ત્વને સંબોધન.

## વારુણી—ફાસીઝમનો ઉદય [૧]

(પૃથ્વી)

વિનાશમય વારુણી જગતયુદ્ધ ઉન્માદની
વધે વિષમથી, દિનેદિન સ્ફુરંત સૂત્રો નવાં,
પ્રતાપબલનાં પ્રદર્શન થતાં રહે, કાનૂનો
ઘડે ફરજિયાત સૈન્યભરતી તણાં રાષ્ટ્ર સૌ.
નૃશંસ, વિજયેચ્છુ, મુઠ્ઠીભર મૂડીસંચાલકો,
અજાણ, અણબૂઝ, આર્ત જનતા વિષે સેવકો–
તણો ધરી સુછદ્મવેશ વિચરંત, વાગ્જાળથી
કરી સકળ મોહબદ્ધ બનતા પ્રજાનાયકો.

ક્ષતસ્થિત, સુજાન ચિંતક તણા વલોપાત ને
વિરોધસ્વર દાબી ડૂબવી કઠોરતાશાસને,
કરી અગર રુદ્ધ, યૌવનપ્રદીપ્ત સત્ શૌર્યને
દિયે વહન વક્ર, કલાન્ત શ્રમજીવી બેકારની
અગણ્ય, ગણબદ્ધ, સજ્જિત, સશસ્ત્ર સેના રચી,
ભયાનક લડાઈ ભ્રાતતણી ભ્રાત સાથે મચી.

૧૯૪૨

વારુણી—મદિરા, ઈ. ફાસીઝમનો ઉદય તથા વિકાસ મૂડીવાદી સંગઠન અને રાષ્ટ્રીયતાના નામે પોકળ પ્રચારને આભારી છે. ૩. પ્રતાપબલનાં પ્રદર્શન—સંઘવ્યાયામો, સૈનિકોની કૂચ, સશસ્ત્ર યુદ્ધના દેખાવો વગેરે. ૭. સુછદ્મવેશ—ઢોંગનો સારીરાતે ધારણ કરેલો લિબાસ. ૧૨. દિયે વહન વક્ર—અવળું વહન આપે છે, ઊંધે રસ્તે દોરે છે.

# પોલાંડનો પરાજય [૨]

(પૃથ્વી)

વિમાસણ વિષે હતું સકળ વિશ્વ, મંત્રીગણો
મથી પણ રહ્યા વિનાશ નજરે ચડ્યો ખાળવા;
અચાનક ઉઠી ભભૂકી દવઝાળ પોલાંડ પે,
વિના કંઈ જ જાહિરાત્ અનિલયાન ઘૂમી વળ્યાં
ચલત્ ચપલ બ્લીટ્‌ઝ્‌ક્રીગે અગનબૉંબ વર્ષાવતાં;
ટપોટપ હઠાત્ વિનાશકર છત્રીદળ ઊતર્યાં,
તડૂકી ઝટ ત્રાટક્યાં વિદ્રુતવેગ પાન્ઝરદળો,
ગળાઇ ગયું રે! અશેષ બસ એ જ સપ્તાહમાં.

ખલાસ નગરો સમૂલ, સ્મૃતિશેષ શોભાસ્થળો,
રહી વરસી વીજ ઉગ્ર પ્રલયંકરી વૉરસો–
પરે, હત હતાશ સૈન્ય થયું છિન્નવિચ્છિન્ન ને
વિમૂઢ જનતા વ્યથાવિકલ નાસતી ચોદિશે.
કરાલ યમદૂત નાત્સીદલ વિસ્તર્યાં, જીવતું
સ્વદેશ તણું સ્વપ્ન માત્ર દિલમાં રહ્યું દાઝતું.

૧૯૪૨

પોલાંડ પર થએલા અચાનક હુમલાનું–ઉગ્ર બૉમ્બવર્ષા અને વેરણછેરણ નાસતી જનતાનું–ચિત્ર. ૫. બ્લીટ્‌ઝ્‌ક્રીગ–વિજળીના વેગે ધસારો. ૭. વિદ્રુતવેગ–ત્વરિત વેગવાળાં. પાન્ઝરદળો–એ નામે પ્રખ્યાત થએલી લોખંડી શિસ્તબદ્ધ ટુકડીઓ. ૧૧. છિન્નવિચ્છિન્ન–વેરણછેરણ. ૧૪. સ્વદેશનો તો નાશ થયો, પણ તેનું સ્વપ્ન—ફરીથી સ્વદેશ સર્જવાનું સ્વપ્ન—રાષ્ટ્રભક્તોના દિલને દઝાડી રહ્યું છે.

# ફ્રાન્સનું પતન [૩]

(પૃથ્વી)

વસન્તઋતુની વિરાજિત વસુંધરાસંપુટે
અધૂકડી, સરાગ સંજીવનછાંટ, તેવે ધસ્યાં
હડૂડહટ દામિનીચપલ નાત્સીધાડાં, ઢળ્યાં
પ્રવાતઘનવિદ્યુતાર્ત તરુ પેર હોલેન્ડ ને
સદૈવ રણભૂમિ ઉમ્બ્રસમ બાપડું બેલ્જ્યમ;
થયું ભસમસાત એક દિનમાં જ રૉટર્ડમ.

ભળી દગલબાજ પંચમ કતાર, તાબે થયા
પ્રરક્ષક વિમૂઢ બેલ્જ્યમતણા, ધપ્યાં પાન્ઝરો
વિભીષણ જુવાળ શાં, ત્વરિત ફ્રાન્સ ઘૂમી વળ્યાં;
નડયાં નડતરો નહિ, નદજલે ય ટૅન્કો કુદ્યાં,
વિનાશકર સાણસાપકડ મધ્ય પૅરિસ પડ્યું;
પડ્યું વિપુલ આદ્ય કેન્દ્ર પૃથિવી તણી ક્રાન્તિનું.

સમત્વ અહ! બંધુતા અવશ, સ્વપ્ન સ્વાતંત્ર્યનાં,
તમિસ્ર મહીં ઘોર તારક જ્વલંત આદર્શનાં.

૧૯૪૨

૫. સદૈવ રણભૂમિ૦—અંગ્રેજીમાં જેને 'બફર' સ્ટેટ કહે છે તેવી, દરવાજાના ઉંબર જેવી, બેલ્જિયમની સ્થિતિ હોઈ તેને વારંવાર રણભૂમિ બનવું પડે છે. ૩. પ્રવાતઘનવિદ્યુતાર્ત—વંટોળ, વર્ષાઝડી અને વીજળીના એકસામટા ધસારાનો ભોગ બનેલાં. ૧૩–૧૪. Liberty, equality, fraternity—સ્વાતંત્ર્ય, સમત્વ, અને બંધુતા એ ફ્રાન્સીસી ક્રાન્તિનું મુખ્ય સૂત્ર હતું. એ ત્રણેય લાચાર થઈ પડ્યાં. આ પરાજયની ઘોર રાત્રિમાં માત્ર આદર્શ રૂપી તારો ઝગ્યા કરે છે.

# રૂસ પર આક્રમણ [૪]

(પૃથ્વી)

મહાવિજયધૃષ્ટ સાધનસુપુષ્ટ સેનાનીઓ
કરી વિફળ સંધિ રૂઠી ઝટ ત્રાટક્યા રૂસ પે,
તમિસ્રતિમિરે અચાનક પ્રમત્ત પાન્ઝર્‌દળે
મુકી દવડદોટ કૈંક શત મૈલના મોખરે.
ભયંકર ઝડી બધે વરસી ઘોર બૉંબર્ ઉડ્યાં,
વિરોધ વસમા ઉવેખી દ્રુત ટૅન્કધાડાં ધસ્યાં,
સમુદ્ર મહીં યે મચી ડુબકકિશ્તીઓ કારમી,
નભે સ્થળજળે બધે તડિતતાંડવો રુદ્રનાં.

હતાશ જગતે પરાજયઘડી ગણી રૂસની,
બનાવ બનતા લહ્યા સભય સાન્દ્ર આશ્ચર્યમાં,
પડ્યું, અવ પડ્યું; વિષાદઘડીઓ વહી ને ગઈ.
વિરાટ સળવળ્યો, ઉઠ્યો, ખુટલ ઘાની મૂર્છા વળી,
સ્વદેશ-દિલદાઝ જીવતી દિવાલ ખડ્કી દીધી,
પ્રતાપ-બલ-જોમ-ઓજસની પાળ બાંધી લીધી.

૧૯૪૨

રૂસ પર થએલો ઓચિંતો ઘા, અને તેમાંથી કળ વળીને બેઠા થએલા એ વિરાટ દેશનું આલેખન. ૧૦. સભયસાન્દ્રઆશ્ચર્યમાં-ભય સાથે ખૂબ નવાઇથી ૧૨. ખુટલ ઘા-ગલબાજીઃ સંધિલંગ કરીને અચાનક હુમલો થએલો તેથી. ૧૩ સ્વદેશની જેના દિલમાં દાઝ-પ્રીતિ-છે તેવા રાષ્ટ્રબન્ધુરૂપી જીવતી દીવાલ રચી દીધી.

# પ્રસુપ્ત પ્રાણ જાગિયા [૫]

(ગુલબંકી)

પૃથ્વીના પ્રસુપ્ત પ્રાણ રૂસ આજ જાગિયા,
દીપ પાસ જો ઝગી જતા ઘડીક આગિયા;
હવે શી હાર! હારતાં ય ઊઠીઊઠીને લડે,
વજ્રટૅન્ક પે વિરાટ છાતી ઊછળી પડે;
સહે હજાર ઘાવ, ધીખતી ધરા કરે,
આગમાં ઉજાળી મસ્ત સ્ફૂર્તિથી સ્વયં લહે,
હઠી હઠી, વળી વળી, ધપે છ દુશ્મનો પરે.

શત્રુને નથી વિરામ, જંપની ઘડી ય ના,
પીઠ પાછળે હમેશ ગેરિલાની વંચના,
અચિંતવ્યા ધસી ધસી શહીદ કત્લ આચરે,
પ્રાણ કેરી આહુતિ અનેક રૂહસીને ધરે,
નથી નિશા, નથી ઉષા, અખંડ સૈન્ય આથડે.

ટૅન્ક ભાંખરો, દળેદળો વિરાટ મોરચે ખસે, ધસે,
નવીન વ્યૂહ સાથુસા રચે; ચમૂ ચગી રહે છ પૌરુષે.

૧૯૪૨

જાગૃત થઈને ઝઝૂમતું રૂસ. ૫. ધીખતી ધરા—એ નામે પ્રખ્યાત થએલી દુશ્મનના હાથમાં જતા પ્રદેશની સગવડોનો સમૂળો નાશ કરવાની નીતિ. ૯. ગેરીલાઓ આગળ વધતા દુશ્મનોની પીઠ પાછળ રહી હુમલા કરે છે. ૧૪. સાથુસા—એ જાતની સાથુસા જેવી યુદ્ધની વ્યૂહરચના. ચમૂ—સેના.

# વીરશ્રી [૬]

(પૃથ્વી)

'પ્રવીર ઉઠજો, સ્વદેશ ભયમાં'ની હાકલ પડી,
દિલેદિલ અપૂર્વ ભવ્ય થનકી રહ્યાં સ્વાર્પણો;
સ્વયંસ્ફુરિત ભાવનાની ભરતી ચડી, સૈનિકો
વહંત અવિરામ વ્યૂહદલબદ્ધ, કારીગરો
નવીનતર સાધતા સફળતા સમુત્પાદને.
જુવાન, મઝદૂર ખેડુત, બુઝર્ગ ને સ્રીજનો,
કિશોર પણ અર્પતા સકળ શક્તિના સારને,
અખંડ હિલચાલ, ઓઘ ઉલટ્યા બસૂ ઉત્સાહના.

પ્રણાલિ પ્રકટી નવીન, બલ શિસ્ત ને શાંતિના
અપૂર્વ ઇતિહાસ, અશ્રુત પ્રભાવ ધૃતિશૌર્યના;
હઠાવી દીધ હૂણને સમરક્ષેત્ર મૉસ્કો થકી,
ધકેલી યમધાડ ઘોરતમ સ્ટૅલિનગ્રાડથી.
ક્રૂતાન્ત, વિકરાળ, ઘાતક, ધરાર રોકી ધરી,
શિકસ્ત પણ આપતી અજબ વાહ વીરશ્રી ખરી.

૧૯૪૨

· રૂસની આબાલવૃદ્ધ સમસ્ત જનતાના મહાપ્રયત્નનું ચિત્ર. ૧૦. હૂણને—જર્મનોને એમની ક્રૂરતાને લીધે ઇતિહાસપ્રસિદ્ધ હૂણલોકો સાથે સરખાવવામાં આવે છે. ૧૩. ધરાર—હઠપૂર્વક. ધરી—ધરીરાજ્યો. ૧૪. શિકસ્ત—હાર.

## ભાવનાચિત્ર [૭]

(સ્રગ્ધરા)

ઊભું છે અદ્રિ જેવું અડગ, નહિ પડે, ને પડે જો કદાચિત્,
તો યે ના લુપ્ત થાશે મનુજહૃદયથી ભાવનાકેરું ચિત્રઃ
—ઉત્કર્ષોના પ્રયાસો, જગતવિષમતા ફેડવાના વિમર્શો,
આદર્શો સર્જવાના નવલ વિપુલતા વર્ગભેદો વિહીન,
વિજ્ઞાનોના પ્રકર્ષો, સબલતર સમુત્પાદનોના પ્રયાસો,
રાષ્ટ્રોના સંઘ રૂપે સકળજગતઉત્થાન કેરા સુયોગો;—
સંભારી સ્વપ્નસિદ્ધિ પુનરપિ મથશે માનવીબાલ મુગ્ધ,
વ્યાપી ર્‌હેશે ત્રિખંડે ઉદય અચલ આ અદ્રિએથી વિદગ્ધ.

વ્હેતાં વ્હેતાં નદોનાં ગહન વહન પેટાળમાં પૃથ્વી કેરા
ચાલ્યાં જાતાં સરીને, પુનરપિ પ્રગટે દૂર સૌ રમ્ય રૂપ;
ઊંડાણોમાં સરંતાં નજર નવ ચડે એહ શું છે વિલોપ?
લાવી આપે પ્રતાપી અકલિતગુણ ભૂગર્ભનો ચારુ ઓપ.
હોમાઈને હુતાશે ધરત વિહગ હૂમા નવી યૌવનશ્રી,
લોપાતાં નવ્ય રૂપે અધિક સુહવશે ભવ્યતા આ જનશ્રી.

૧૯૪૩

૯–૧૪. વ્હેતાં વ્હેતાં૦–નદીઓનાં વ્હેણ કેટલીક વખત જમીનમાં ઊતરી જઇ ઘણે દૂર આગળ નીકળે છે. ઇરાવદી નદી આ રીતે ચાકના ડુંગરો નીચે ઘણા માઇલ સુધી વહે છે. ૧૩. હૂમા—એ નામનું પૌરાણિક પંખી. એમ મનાય છે કે એ સળગી મરે છે ને એની રાખમાંથી નવું પંખી જન્મીને ઊડી જાય છે.

## પ્રતીપ વહન [૧૭]

(પૃથ્વી)

પ્રતીપ વહને વિભૂતિ સરી વિશ્વઉત્કર્ષની
કહે જગ ભલે, નિહાળું મહીં ઊર્ધ્વ આદર્શની
છટા વિકસતી જતી અતિ નિગૂઢ રૂપે લસી,
વિરોધપ્રતિકારથી અધિક પ્રાણ સંચારતી.

અનાદિ અઘમર્ષણોની સરણી સરે દ્વંદ્વમાં,
સદા ઝગડતાં રહે જ બલ ઉચ્ચ ને હીનનાં,
સનાતન સુદિષ્ટ આ નિયતિ પિંડબ્રહ્માંડમાં,
દિલેદિલ અને વિશાળવપુ વિશ્વના ચોકમાં.

વિરોધ વધુ ઘોર તેમ બળ ઉચ્ચ કેરાં બઢે
પ્રદીપ્ત નવ જોમ–સંગઠન–પ્રેરણાના બળે,
નવીનતર શૃંગને સ્પરશતાં સમુત્પાદનો,
વિશિષ્ટતર ભવ્યતા, વિમલતા વરે સ્વાર્પણો.

મહાનદ સદા વહે પલટતો દિશા પંથમાં,
પ્રતીપ વહનોની યે ગતિ અખંડ આનંત્યમાં.

૧૯૪૩

અગાઉના સૉનેટનો પ્રત્યુત્તરધ્વનિ. ૧. પ્રતીપ વહન–અવળું વ્હેણ. ૫. અઘમર્ષણોની સરણી–અઘમર્ષણ નામનો મંત્ર પાપનો નાશ કરનાર ગણાય છે. આ સરણી પણ પાપ–દુષ્ટતા–નો નાશ કરનારી છે. દ્વંદ્વમાં–સત્યઅસત્ય, શુભઅશુભ એવાં જોડકાંઓમાં. ૭. સુદિષ્ટ–અંતે શુભ પરિણામી યોજના-વાળી. ૯–૧૩. યુદ્ધ દરમ્યાન સંગઠન, વ્યવસ્થાશક્તિ અને માલનું ઉત્પાદન ખૂબ પ્રમાણમાં વધે છે. આત્મભોગ પણ ઉચ્ચતાને પામે છે.

## નિસર્ગ નીરખો [૧૧]

(પૃથ્વી)

નિસર્ગ નિરખો—મચી હલચલો, વિનાશો અને
પુનઃ પુનઃ સર્જનો, સમર મૃત્યુ ને જિંદગી-
તણા—વિષસુધામય દ્વિદલપુષ્પની વેલડી,
અભિન્નહૃદય અર્ધનારીનટની રમે બેલડી.

વિનાશ મહીંથી વિકાસ તણી સ્ફૂર્તિ ફાલી ફળી
પ્રણાશપથ પે વળે, નિયતિચક્ર ચાલ્યા કરે;
તથાપિ અટકી નકી પ્રબલ મૃત્યુથી જિંદગી,
સદૈવ વિકસી શકે વિટપ સ્વલ્પ જે બીજથી.

ગળે સમયસિંધુ હૈં નગર, દેશ ને સંસ્કૃતિ,
કરે હૃદય આર્દ્ર છો ઈતિ-હ-આસ કેરી સ્મૃતિ,
પરંપરિત વેલ આ વિકસતી જ માનવ્યની,
સદોદ્યત ધરી રહે સુભગ ભેટ સત્ નવ્યની.

વિલોપ થકી છે વિશેષતર વિશ્વની તાજગી,
પ્રફુલ્લતર મૃત્યુથી પમરતી રહે જિંદગી.

૧૯૪૩

વિનાશમાંથી વિકાસનું દર્શન કરાવતાં નિસર્ગ તત્ત્વો: ૩–૪. વિષસુધામય૦—કુદરત ઝેર અને અમૃત—મૃત્યુ અને જીવન—ની બેવડી પાંખડીઓવાળાં ફૂલોની વેલ છે. અર્ધનારીનટેશ્વર જેવી આ બેલડીનો નાચ થયા જ કરે છે. બીજી ભાષામાં કહીએ તો સર્જન અને પ્રલય એક જ સિક્કાની બે બાજુઓ છે. ૧૩–૧૪. વિનાશ કરતાં વિકાસનાં—મૃત્યુ કરતાં જિંદગીનાં બળો વધુ જોરદાર છે.

# પ્રકૃતિચેતના [૧૨]

(પૃથ્વી)

વિલોપપલટા વિષે પ્રકૃતિચેતના સંચરે,
બધે નજર નાખતાં દૃગ પરે વિનાશો ચડે,
મહાન જીવ અલ્પને ભરખી આપ જીવે, મચી
પરસ્પર વિનાશ કેરી ઘટમાળ, કેવી રચી
અનન્તદિશ આકૃતોની જગચક્ર કેરી પ્રથા ?
હણી બહુ હણાય, ને કુદરતે હણે કેટલાં !
પ્રણાશ તણી કારમી કરણી પિંડબ્રહ્માંડમાં
પ્રકીર્ણ પસરી રહી અવનિ, આભ ને અબ્ધિમાં.

પુરાણ લખ પ્રાણીઓ પ્રબળ પૃથ્વીપેટાળમાં
અનેક ગતપ્રાણ, છેક જ અશેષ આજે થયાં;
ખગો, તરુવરો, અસંખ્ય લઘુ કીટ, જીવાણુઓ,
નભે, સ્થળજળે ખલાસ રમતી થઇ સૃષ્ટિઓ.
નવીનતર સર્જનો વિતરતી પ્રણાલી વડી,
અખંડિત વિકાસના પથપરે રહે પાંગરી.

૧૯૪૩

૬. મોટા જીવો નાના જીવોને હણીને પોતાનાથી વધુ મોટા જીવોથી હણાય છે. વળી કુદરતનું કાળ-ચક્ર તો નાનામોટા બધા જીવોને હણે છે. ૯–૧૦. જૂના સમયનાં કદાવર પ્રાણીઓના અવશેષો આજે પણ બરફથી છવાએલા પ્રદેશો ખુલ્લા થતાં મળી આવે છે, તેથી સમજાય છે કે પૃથ્વીના પડ ઉપર અનેક ફેરફારો થયા છે. ૧૩–૧૪. નવાં નવાં સર્જનો પ્રકટાવ્યા કરતી જગતની પ્રણાલી અખંડિતપણે વિકાસ-માર્ગ પર પ્રગતિ કરી રહી છે.

# સંસૃતિ [૧૩]

(પૃથ્વી)

ખરે ગગનતારલા, ગિરિ ઘસાય, અંભોધિનાં
રણો થઈ જતાં, પ્રચંડ પલટા વિષે વિશ્વ આ
સદા બદલતું રહે બદન, રૂપ ને આકૃતિ.
અનાદિ અવિનાશ ચેતન વિરાટની સંસૃતિ
ધરે વિવિધ રૂપ ને કંઈ નવા પ્રયોગો કરે,
સ્વયંપ્રકટ સ્ફૂર્તિ એમ બહુ વ્યક્ત થાવા ચહે.
પુરાણ પથ લોપતા અવનવીન ચીલા પડે,
નિરંતર વિકાસનાં પ્રથિત બીજ એમાં જડે.

ખરે સુમન પાંચ તો દસપચાસ બીજાં ખીલે,
મરે જીવ અનેક ત્યાં શતસહસ્ર જન્મી રમે,
ભમે, ફરી શમે, અનન્ત ઘટમાળ ચાલ્યા કરે.
અખંડ, અવિરામ, અદ્ભુત વહંત જીવનનદી,
અકલ્પ્ય મહીં સૃષ્ટિ બુદ્બુદ સ્ફુરે, હસે ને ખસે;
સનાતન પ્રપાતમાં સતત ઇન્દ્રચાપો લસે.

૧૯૪૩

૪–૮. પ્રકૃતિની ચેતના નવાનવા પ્રયોગો કર્યા જ કરે છે. થાપેલાંને ઉથાપીને વળી નવાં સ્વરૂપો ઘડે છે. આ રીતે તે વધુ ને વધુ પ્રકટ થવા માગે છે. આ પલટાઓમાં જ વિકાસનાં બીજ રહેલાં છે. ૯–૧૪. પાંચ મરે છે તો પચાસ જન્મે છે. જીવનની નદીમાં અનેક સૃષ્ટિઓ પરપોટાની માફક હરેફરે છે અને ફૂટે છે, પણ નદી તો પોતે સનાતન છે. એના ધોધમાં મેઘધનુષ્યના રંગો—સૃષ્ટિનાં સુંદર સ્વરૂપો—સ્ફુર્યા જ કરે છે.

## દ્વંદ્વ [૧૪]

(શિખરિણી)

નિસર્ગે સંઘર્ષો, ત્યમ ઝળકતા માનવજગે
વિનાશોના ઝંઝાનિલ, પસરતા ભીષણ ચગે;
ઉથાપે થાપ્યાંને, ઉલટપલટાવી ગતિ બધી
કરે રાષ્ટ્રો કેરી વિવિધ સરણીને વિષમથી.

વિષાદોના વહ્નિ મહીંથી વિલસી સૃષ્ટિ નવલી
નવોલ્લાસે પાછી વિકસતી રહે એ'ક બવળી;
સિકંદર્ ને જંઘિસ્ બહુબહુ થયા ને વહી ગયા,
હસી સૃષ્ટિ જોકે હૃદયવ્રણ થોડા રહી ગયા.

સુસંપે ઉત્થાનો અધિક ઉજવે રાષ્ટ્ર સઘળાં
ભલે સુજ્ઞો ચાહે, જગતવહનો છેક અવળાં;
અહિંસા સંઘર્ષો મહીંથી પ્રકટે, ઝેરથી સુધા,
નથી સીધી સાદી વરી જગતને આ વિમલતા.

મહાદ્વંદ્વો વચ્ચે વિકટ તરતી વિશ્વતરણી,
વિરોધાભાસોમાં સતત સરતી સત્યસરણી.

૧૯૪૩

કુદરતના સંઘર્ષો માફક માનવજગતમાં વિગ્રહના વિનાશો–સિકંદર અને જંઘીસખાં જેવા વિજેતાઓ–આવે છે અને જાય છે, પણ એ સંઘર્ષો વચ્ચે ટકી રહીને સૃષ્ટિ પાછી પ્રફુલ્લ થાય છે. સંઘર્ષોનાં મંથનોમાંથી જ અહિંસા રૂપી નવનીત પ્રગટશે. દેખીતા વિરોધાભાસોની વચ્ચે જ કયાંક સત્યનો વાસ હોય છે. ૬. એ'કબવળી–પ્રથમથી વધુ બહોળા સ્વરૂપે.

## આંધી [૨૫]

(સ્રગ્ધરા)

વિશ્વોના ગોળ ફૂટે, ગ્રહગણ ગબડે, ધૂમકેતુ વછૂટે,
ને આખી યે ધરિત્રી ધણધણી ઉઠતી કારમા કમ્પનોથી,
અદ્રિના શૃંગ તૂટે, સરિતગણ છળે, વાયુનાં વ્હેણ ગાજે,
સિંધુમાં આભ ડૂબે, સકળ દિશ તણી ચેતનાઓ હરાતી.

શું આ અંધારસેના, યમગણ ઉમટ્યાં, સૃષ્ટિનાં પાપ રૂઠ્યાં ?
વહ્નિઝાળે પ્રજાળે અસત-સત તણા પુંજને એકસાથે;
વિશ્વે આંધી ચડી, કે પ્રલય શરૂ થયો, કાળ કોપ્યો કરાલ,
કે આ સંઘર્ષણોમાં મતિ, ગતિ થિર ના માનવીનાં રહે છે ?

ના એ આંધી, નથી એ પ્રલય, નહિ વળી કાળ કોપ્યો કરાલ,
ઉત્ક્રાન્તિની સવારી અહમ અજય એ વિશ્વમાંગલ્યભર્યી;
આજે એનાં મુખે છે કપરી પ્રસવની વેદના ને અશાંતિ
જેથી સંક્ષુબ્ધ ભાસે તદપિ ઝળહળે ભાવિ એનું પ્રસન્ન.

એની કૂચે વ્યથા ને વિપદ વરસતાં છો, સમુત્થાન કેરી
આવી સાચી સુનેરી, મનુજ હૃદયના ઐક્યની એ જ કેડી.

૧૯૩૨

યુદ્ધને અંતે અનિવાર્ય રીતે ક્રાન્તિ આવે છે. આથી ક્રાન્તિ પ્રસવની વેદના જેવી છે, પણ તેનું ભવિષ્ય પ્રસન્ન અને ઉજ્જવળ હોય છે. વ્યથા અને વિપદથી ભરેલા એના માર્ગે જ માનવસમાજનું ઐક્ય આવવાનું છે (અહીં ઉત્ક્રાન્તિ શબ્દ ક્રાન્તિના અર્થમાં વપરાયો છે). ૬. એની અગ્નિઝાળમાં ખરાબ વસ્તુઓ સાથે ક્વચિત સારી વસ્તુઓ પણ નાશ પામે છે.

# શ્રદ્ધા [૨૬]

(શિખરિણી)

પશુ, પંખી, જીવો, જનજન લડે, રાષ્ટ્ર ઝગડે,
ભલે આ સંસારે જડ અજડના વિગ્રહ જડે;
પ્રભો, શ્રદ્ધા મારી તદપિ વિલસે દિવ્ય કરુણા
બધાં બ્રહ્માંડોમાં પસરી રહી જે એકમયતા.

વિરોધી સ્વાર્થોના વિષમતર વ્યૂહો દગ ભરે
ભલે, કો કો હૈયે પણ રમી રહી ઐક્યસ્ફુરણા;
દ્રવંતાં છો થોડાં, ઉર દ્રવી જશે અન્ય સઘળાં
અને અંતે વિશ્વો ધણકી ઉઠશે એક જ સ્વરે.

પ્રભો, દૃષ્ટિક્ષેત્રે સમદરસપાટી ખળભળે,
પરંતુ ઊંડાણે અતલજલ એ શાંતિ ધરતાં;
લડે, ઝૂઝે સ્વાર્થે તિમિરવશ આ સૃષ્ટિ, તદપિ
જરા ઊંડે જોતાં સહુ ઉર દ્રવે એક જ રસે.

દયાની, પ્રીતિની જગત ભરી ગંગા વહી જતી,
રમે આછાઘેરાં શુચિ ઝરણ એ સર્વ ઉરમાં.

૧૯૩૨

૭–૮. આજે ભલે થોડાક મહામાનવોનાં હૃદયો જ દ્રવિત થતાં; પણ સમય જતાં આખું વિશ્વ કરુણાથી છવાઈ જશે. ૮–૧૪. સમુદ્રની સપાટી ઉપરઉપરથી ક્ષુબ્ધ હોય છે, પણ એના ઊંડાણમાં શાંતિનો વાસ છે; તેમ સૃષ્ટિના સકળ જીવો સ્વાર્થવશ લડે છે, છતાં સૌના હૃદયમાં ઊંડેઊંડે પણ દયા ને પ્રીતિનો વાસ છે.

# મધુ [૧૭]

(પૃથ્વી)

કહ્યું કવિજને ભલે 'પ્રકૃતિ રક્ત દંતે નખે'
મચ્યા સકળ જીવ આપસ મહીં મહા ઘર્ષણે;
અપૂર્ણ પણ સત્ય એ, વિકસતી જતી જિંદગી
વિશેષતર ઊર્ધ્વ તેમ ક્રમ આ ઘટે, ને કમી
થતાં દિનદિને નવીનતર પાંગરી રહે અહીં
પ્રણાલિ પ્રણયો તણી, સ્વજનસ્નેહ, સૌહાર્દની.
પરસ્પર સુમેળથી પસરતી જતી જાતિઓ
રચે જનપદો, સ્વદેશ, જનસંઘ રાષ્ટ્રોતણો.

મરીચિ જયગ્ર ભાનુનાં ઉદયતેજપ્રસ્પંદને
તુષારદલવાદળો ત્વરિત ના ઉશેટી શકે,
પ્રભા અધિક ખીલતી નડતરો હઠાવી હસે,
સરોવરજલે સુવર્ણદલ પદ્મપુંજો રસે.
પ્રતાપ શુચિ, પુન્ય આ પ્રણયનો વધીને, બધું
ધરાતલ કરી પ્રફુલ્લ વરસાવી રહેશે મધુ.

૧૯૪૩

ડાર્વિનના સિદ્ધાંતને પ્રતિપાદિત કરતી ટેનીસનની ઉક્તિ છે કે: Nature red in tooth and claw; પણ વિકાસક્રમ જીવનસંઘર્ષથી ભરપૂર છે, છતાં સંઘર્ષમાંથી એની ગતિ સંવાદ તરફ છે. સંઘર્ષ એ સંપૂર્ણ સત્ય નથી. વિકાસક્રમની પ્રગતિ સાથે પ્રેમનો સિદ્ધાંત પણ પ્રગટ થાય છે અને એ પ્રતિદિન વધુ જોરદાર થતો જાય છે. જોકે આ ગતિ ઘણી ધીમી છે, એમાં આવરણો પણ આવે છે, છતાં એનો આખરી વિજય નિશ્ચિત છે. ૯. મરીચિ–કિરણો ૧૦. ના ઉશેટી શકે–એક સાથે દૂર ન કરી શકે.

# જગતસંસ્કૃતિ [૧૮]

(શાર્દૂલવિક્રીડિત–સ્રગ્ધરા)

ઉત્કર્ષે અજવાળતી જગતને સિંધુ અને ગંગનાં
તીરે સંસ્કૃતિ વિસ્તરી, રસવતી એ નીલની ગોદમાં
કીધી પૂર્તિ, વિશાળતા વરી રહી તૈગ્રીસ–યુફ્રેટિસે,
રેલંતી પથરાઇ પ્રેમભર શી પીળી નદીના પટે ?

ફેલાતી મધુવેલ ભવ્ય વિકસી ચાલી યુરોપે, નવા
ચેતાવ્યા અચલધૃતિ તિમિરમાં વિજ્ઞાનદીપો, મહા
ઉત્થાનોની પરંપરા જગવતી, ગોળાર્ધ બીજે ગ્રહ્યો
ઉલ્લાસે કટિસાથ, ને વિપુલતાકેરી રચી શ્રેણીઓ.

અંભોધિ-નભ-અંદ્રિને વશ કરી લીધા, પ્રભા પાંગરી,
પાતાળો તણી યે નવીન ઉઘડી મોટી હવેલી, વરી
રિદ્ધિસિદ્ધિ અમૂલ શ્રીસભર એ સંસારની ચેતના,
પુંજોમાં પથરાઇ, ઓઘ ઉલટ્યા શક્તિતણા સામટા.

સંઘર્ષોમાં ટકીને જનગણમનનાં ઐક્ય અર્પે વિમુક્ત,
ઉત્ક્રાન્તિ ઊર્ધ્વકેરા વિપુલ વિકસતા વૈભવો શીલયુક્ત.

૧૯૩૯

પ્રાચીન સંસ્કૃતિનાં મુખ્ય ચાર મથકો: ભારતવર્ષ, મીસર, બેબીલોનિયા અને ચીન. આ સંસ્કૃતિઓ નદીનાં મેદાનોમાં વિકસેલી હોઇ તે તે પ્રદેશની મુખ્ય નદીઓ દ્વારા તેનો અહીં નિર્દેશ થયો છે. સંસ્કૃતિના પ્રવાહોના આ મહાનદને એકમય થઇને વહેતો અને યુરોપમાં થઇને અમેરિકા તરફ આગળ વધેલો વર્ણવ્યો છે. તૈગ્રીસ-યુફ્રેટીસ—જૂનું બેબીલોનિયા, હાલનું મેસોપોટેમિયા, તેની મુખ્ય નદીઓ પીળી નદી–ચીનની હોઆંગહો નદી. ૮. કટિસાથ–માતા બાળકને કેડ ઉપર તેડે છે તેમ.

# પ્રતિકૃતિ [૨૦]

(સ્ત્રગ્ધરા)

હૈયાની હૂંફમાંથી નવલધવલ સંસ્કારની સૌરભોનાં
સંચી સંચી મધુ, ને કનકકળશ રેડી દીધા ખંડખંડે;
આત્માની ભવ્યતાના નિરવધિ ગહનેથી ગ્રહી રત્નપુંજો
ઉલ્લાસે સૃષ્ટિપાટે અતુલ વિપુલ એ રિદ્ધિ વેરી અમૂલ.

સૌન્દર્યો સ્વપ્ન કેરાં, કરણ મન તણી કલ્પનાના સુહાગો,
ઊર્મિની પાંખપાંખે પસરી પમરતા પ્રાણ કેરા પરાગો,
સર્વે ઉત્કૃષ્ટ ભાવો જીરવી પચવી, ને સ્નેહયજ્ઞે સુહાવી,
લાખોના ભવ્ય ભોગે મથીમથી મનુજે સંસ્કૃતિને વહાવી.

પોતાની આભ જેવી વિપુલ વિમલતા ને મહત્તા અમાપ–
કેરી જોવા મથે છે પ્રતિકૃતિ સઘળે માનવીબાલ મુગ્ધ;
જંપે ના ના જરી યે જગત નિરખવું પૂર્ણતા કેરું પાત્ર,
એમાં તો દેખવું છે નિજ હૃદય તણું શુભ્ર સંસ્કારચિત્ર.

ઉત્કર્ષો નવ્ય સાધી, અધિક દિનદિને સંસ્કૃતિ ભવ્ય પોષે,
સિદ્ધિ કેરાં સુહાગી અમિત ઝરણ છે વિશ્વના કોષકોષે.

૧૯૪૨

માનવબાલે સંસ્કૃતિનાં ઉચ્ચતર શિખરો સાધ્યાં છે છતાં એને સંતોષ નથી. પોતાના આત્માનું ભવ્ય ને અમાપ સૌન્દર્ય એ જગતમાં જોવા મથે છે. જગતમાં અપૂર્ણતા હોય ત્યાં સુધી એને જંપ શાનો ? સિદ્ધિનાં અનેક ઝરણો વિશ્વના થરેથરમાં વહ્યા કરે છે, તો એનો પુરુષાર્થ કેમ નહિ ફળે ?

# વણઝાર [૨૧]

(પૃથ્વી)

વિભૂતિવણઝાર આ ચહુદિશે ય ચાલ્યે જતા.
ન અંત પરખાય, ના ક્યહીં ય આદિ, હીંડ્યે જતી
સ્વયંસ્ફુરિત માર્ગ પે, નવ જરી ય જંપે ઘડી,
પ્રફુલ્લ પદલાસ્યનાં પુલક વેરતી પૃથ્વીમાં.
પ્રભાવ પથરાવતી પગલીઓ પડે ઊપડે,
દિશાકુહર સુપ્તમાં રણકતી જતી ઘંટડી,
સજીવન સુયોજના વિતરતી વહે, વિશ્વમાં
રમે છલક રિદ્ધિની, દિનદિને નવી સિદ્ધિની.

સરંત વણઝાર આ સતતને નિહાળી રહે,
વિમુગ્ધ મનુબાલ સ્તબ્ધઉર ભવ્યતાને લહે.
ભલે ન દગ અલ્પ એ ક્ષિતિજને વટાવી શકે,
સળંગપટ ચિત્રને અગણખંડ રૂપે જુએ,
અતીત તણી અલ્પ ઓળખ, અનાગતે દૃષ્ટિ ના,
પ્રદીપ્ત પુરુષાર્થ તો અગમ ભેદ ના સૃષ્ટિના.

૧૯૪૨

રિદ્ધિસિદ્ધિની વણઝાર સૂતેલી દિશાઓને જગાડતી ચોદિશ ચાલી જાય છે. એની યોજના મંગલસ્વરૂપ છે. માનવબાલ આજે ભલે એના ભેદ ન ઉકેલે, છતાં પુરુષાર્થ એને જરૂર સિદ્ધિ આપશે. ૧૨. સળંગપટ ચિત્રને–સળંગ ચિત્રને અનેક ટુકડારૂપે જુએ છે–દૃષ્ટિ ટૂંકી અને ભેદમય છે. ૧૩. અતીત–ભૂતકાળ. અનાગત–ભવિષ્યકાળ.

# ઝંકૃતિ [૨૪]

(પૃથ્વી)

વિરાટ ઉરની સ્વયં ઝણુઝણ્યા કરે ઝંકૃતિ.
ન તાન નવ તાલ ના સરિગમેય ખૂટે, બજે
અનાહત નિનાદ સર્જનતણા વિભુશ્વાસના,
નિરંતરિત ગુંજનો હૃદય કોટિ ધબ્કારના.
અનેક રવ એકરૂપ વિચરે, વિસંવાદની
લગીર ઉઠતી નહિ લહરિ ક્યાં ય, સંગીતની
સુરાવટ મચી રહી અવનવીન આલાપની.

જલપ્રસર, અંતરીક્ષ, પૃથિવીતણા પ્રાણમાં,
પ્રતિ પ્રકૃતિઅંતરે સ્ફુટ સજીવ સંવેદનો,
અગણ્ય નગરો તણા વિજયઘોષ ને ક્રન્દનો,
વિરાટ જનતા લવે સુખદુખો તણાં સ્પંદનો,
બધા ય રવ તાલ સૂર બનતા મહાબીનના.

સ્ફુરે સુખતણા સ્વરો મધુર ગીતની મીંડમાં,
વ્યથાવિપદ કેરી યે રણુઝણી રહે મૂર્છના.

૧૯૪૨

કોટિ હૃદયના ધબકારમય સંવાદિત વિરાટ બીન સ્વયં ઝંકાર કર્યા કરે છે. પૃથ્વી... રીક્ષની સૃષ્ટિઓનાં સ્પંદનો આ મહાબીનના તાલસ્વર રૂપ છે. સુખના સ્વરો મીંડ દ્વારા... મૂર્છના દ્વારા પ્રગટ થાય છે. સુખદુખના સ્વરોનું દેખીતું સ્વરૂપ વિરોધી છે, પણ એક... એ પ્રકારભેદો છે. ૩. અનાહત—આપમેળે થતો. ૮. જલપ્રસર—પાણીનો વિસ્તાર.

# અનસ્ત ધ્રુવને [૨૫]

(પૃથ્વી)

અનસ્ત ધ્રુવ હે સમસ્તજગધ્યેય! તારા ભણી
વહે સહુ ય વેગથી નજર આર્દ્ર માંડી ઘણી,
ભલે નવ કળાય ક્યાં ય શુચિજ્યોત તારાકણી.

સરે સતત હોડલાં અગમ પ્રાન્તવિસ્તારમાં,
સઢો ફફડતા રહે ભરતીઓટના તાનમાં,
સુકાન સહુ ડોલતાં, તુતક પે તુફાનો ઘણાં.

અનેક ઉછળે, રમે, કંઈ અગાધ ગર્તે ઢળે,
તથાપિ તલપૂર ના ક્યહીં ય સ્થાન ખાલી રહે,
ધમાલ ધપવા તણી જ બસ વીચિવીચી વહે.

અનન્તદિશકાળના કુહરમાં પ્રવાસે પળ્યા
નથી જ વિરમ્યા, નહિ વિરમશે કદી કાફલા,
વિનાશ મહીંથી વિકાસ વિતરંત જીવનકલા.

અનસ્ત ધ્રુવ! આંબશે ખચિત આખરે નાવડાં,
લગીર મલકાવી દે કનકતેજ તારાં વડાં.

૧૯૪૨

હે અવિનાશી સ્થિર તત્ત્વ! તું જ સમસ્ત જગતનું ધ્યેય છે. તને કળ્યા વિના પણ આખું વિશ્વ તારા ભણી વહે છે. માર્ગમાં કૈંકનો નાશ થાય છે, પણ તેમનું સ્થાન તરત પુરાઈ જાય છે, કારણ કે વિનાશમાંથી જ વિકાસ સાધી રહેવો એવી જીવનની અનન્ય કલા છે. સફરે ચડેલાં આ નાવડાં તને આંબી લેશે—તારું રહસ્ય બુદ્ધિગમ્ય કરશે. તો પછી તારું સુવર્ણ[illegible] જરા મલકાવી જ દે ને—આપ મેળે જ રહસ્ય ખોલી દે ને?